# પૃથિવીવલ્લભ

લેખક:

કનૈયાલાલ માણેકલાલ મુનશી

પ્રથમાવૃત્તિ

વિ. સં. ૧૯૭૭. ઇ. સ. ૧૯૨૧.

મૂલ્ય રૂ. ૧-૮-૦.

# પ્રસ્તાવના.

અનેક લેખકો મુંજની કીર્તિ તરફ ખેંચાઇ તેને વિષે લખવા પ્રેરાયા છે; અને રસિક ભોજને નામે મધ્યકાલીન માળવા કવિતામાં અમર થયું છે છતાં તે પ્રતાપી દેશનો પ્રતિનિધિ મુંજ પણ હતો એમ માનવાને કારણ મળે છે.

એનાં બીરૂદો એના પ્રભાવનું કાંઇક પ્રતિબિમ્બ પાડે છે, અને સમકાલીન કવિઓની પ્રશંસા પણ તેજ સાક્ષી પુરે છે. તેના સમકાલીન કવિઓમાં નીચે લખેલા કવિઓ આવી જાય છે.

૧. ધનંજય, જેણે दशरूप લખ્યું. તેમાં તે મુંજ વિષે કહે છેઃ—

विष्णोः सुतेनापि धनंजयेन विद्वन्मनोराग निबन्धहेतुः ।
आविष्कृतं मुंजमहीशगोष्ठी वैदग्ध्यभाजा दशरुपमेतत् ॥

"આ દશરૂપ જે વિદ્વાનોની પસંદગી અને આનંદનો હેતુ છે તે તે મેં વિષ્ણુસુત ધનંજયે રચ્યો છે; કારણ કે, મુંજરાજની ચતુર વાર્તાલાપનો ભાગી થવાને હું ભાગ્યશાળી થયો હતો."

૨. ધનિક, જેણે સંસ્કૃત અને પ્રાકૃત કાવ્યો લખ્યાં છે. અને दशरूप ઉપર दशरूपावलोक નામની સુંદર ટીકા લખી છે. આને કેટલાક ધનંજયજ માને છે, ને કેટલાક ધનંજયનો ભાઇ માને છે.

૩. સર્વદેવનો પુત્ર ધનપાલ એણે "पैया लच्छी" નામનો પ્રાકૃત કોષ અને પાછળથી જૈન થયા પછી "ऋषभपंचाशिका લખ્યાં.

૪. ભટ્ટ હલાયુધ પહેલાં કૃષ્ણરાજના આશ્રય નીચે માન્યખેટમાં હતો; પછીથી એ મુંજની સભામાં આવ્યો. તેના કાવ્યોમાં अभिधानचिन्तामणि, कविरहस्य,* અને पिंगलछंदसूत्र ઉપર मृतसंजिविनी નામની ટીકા લખી છે.

૫. મૃગાંકગુપ્તનો પુત્ર પદ્મગુપ્ત. તેણે મુંજ પછી ગાદીએ આવનાર સિન્ધુરાજના સમયમાં નવસાહસાંકચરિત લખ્યું. તે લખે છે.

सरस्वती कल्पलतैककन्दम्
वन्दामहे वाक्पतिराजदेवम् ।
यस्य प्रसादाद्वय मप्यनन्य
कवीन्द्रचीर्णे पथि संचराम : ॥

"કલ્પલતા સમી સરસ્વતીનો લાડલો, અને જેના પ્રસાદથીજ અમે અપ્રતિમ મહા કવિઓને પંથે વિચરવાને શકિતમાન થયા છીએ એવા મહારાજ વાક્પતિ (મુંજ)નું અમે વંદન કરીએ છીએ." વળી,

दिवं यियासुर्मम वाचिमुद्रा
मदत्त यां वाक्पति राजदेव : ।
तस्यानुजन्मा कवि बान्धवस्य
भिनत्ति तां संप्रति सिन्धुराजः ॥

"મહારાજા મુંજ સ્વર્ગે જવાથી મારી વાચાપર મુદ્રા પડી, તે, કવિઓના બાન્ધવની મુદ્રા તેના નાનાભાઇ સિન્ધુરાજે હવે તોડી છે."

આ લેખકોની સાક્ષીથી મુંજની કાવ્યરસિકતા ભોજ કરતાં કાંઇ ઉતરે એમ લાગતી નથી. અને તે માત્ર રસિકજ નહોતો. માલવાના પરમારોમાં તેનું સ્થાન જેવું તેવું નથી કારણ કે, એના દિગ્વિજયની ખ્યાતિ અત્યાર સુધી ઉતરી આવી છે. તેણે માલવાની ચારે દશા ધ્રુજાવી હોય એમ માનવાને કારણ મળે છે. તેણે સોળ વખત તૈલપને હરાવ્યો એ હકીકત પણ ઐતિહાસિક લાગે છે.

તૈલપ પોતે મહાન વિજેતા હોતો. તેણે માન્યખેટ (માલખેડ) માં મોટું સામ્રાજ્ય સ્થાપ્યું હોય એમ લાગે છે. તે ચાલૂકય વંશનો હતો, કલચુરીના લક્ષ્મણ રાજની પુત્રી બોન્થાદેવીનો પુત્ર હતો, અને રાષ્ટ્રકૂટ રાજા ભમ્મહની પુત્રી જકકલા દેવી જોડે પરણ્યો હતો. એણે પણ ચોલા, ચેદી, પાંચાળ, અને ગુજરાત દેશો જીતી આખરે મુંજને હરાવી માળવાપર વિજયપતાકા ફરફરાવી હતી. કર્યા તો મુંજની સાથે રસાકસીમાં કે ગમે તેમ પણ તેણે 'મહારાજાધિરાજ,' 'પરમેશ્વર,' 'પરમભટાર્ક,' 'સમસ્તભુવનાશ્રય,' 'શ્રી પૃથિવીવલ્લભ,' 'સત્યાશ્રયકુલતિલક,' 'ચાલૂકયાભરણ,' 'ભુજબલચક્રવર્તિ,' 'રણરંગભીમ' એવા અનેક બિરૂદો ધારણ કર્યા હતાં.

એના એક છોકરાનું નામ 'અકલંકચરિત, અથવા સત્યાશ્રય' હતું. સ્યૂન દેશનો રાજા ભીલ્લમ યાદવ એનો મહાસામન્ત હતો અને તેણેજ મુંજને હરાવ્યો હતો એમ લાગે છે. તેની સ્ત્રી લક્ષ્મી થાણાના રાષ્ટ્રકૂટ રાજા ઝંઝાની છોકરી હતી. મૃણાલવતીની કથામાં પણ કાંઇક ઐતિહાસિક તત્વ લાગે છે.

મુંજ તરફ અનેક નવલકથાકારો આકર્ષાયા છે તેમ હું પણ આકર્ષાયો, અને વર્ષો પહેલાં આ વાત લખવાનો વિચાર કરેલો. આખરે સદ્ગતભાઇ હાજીમહમદના દબાણથી આ વાર્તાનો આરમ્ભ કર્યો હતો. અફસોસની વાત એ છે કે આ પુસ્તક પ્રગટ થાય તે પહેલાં ભાઇ હાજીમહમદનું ખેદજનક મરણ નીપજવાથી આ ચોપડી શોભાવવાની ટાપટીપમાં જે તેની કિંમતી સલાહની મદદ મળત તે મળી નથી.

લી૦,

બાબુલનાથ રોડ,
મુંબઇ.
તા. ૧૬-૨-૧૯૨૧.

કનૈયાલાલ માણેકલાલ મુનશી.

# પૃથિવી વલ્લભ

લખનાર:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી
એડવોકેટ, બી. એ. એલ. એલ બી.

ચિત્રકાર: રા. અનંત મ. માલી.

વિક્રમની અગીયારમી સદી ચાલતી હતી. હિંદુ રાજાઓ માંહ્યોમાંહ્ય લડતા હતા; રાજ્યોની સ્થાપનાને વિનાશ ચાલ્યાં કરતો હતો: કેટલાક મહાપ્રતાપી નરેશો સામ્રાજ્યો સરજાવવાના પ્રયત્નો કરી રહ્યા હતા.

લોકો સુખી અને સંસ્કારી હતા: ત્હેમનું જીવન સાદુ પણ સચેતન હતું; તેમ્હના આદર્શો સરલ છતાં રસભર્યા હતા.

હિન્દમાંથી પ્રતાપ પરવાર્યો ન્હોતો, ત્હેની સંસ્કૃતિને આત્મરક્ષણ માટે નિશ્ચલતા સ્વીકારવી પડી ન્હોતી. સમૃદ્ધ અને સંસ્કારી આર્યાવર્ત્ત સ્વાતંત્ર્ય અને સ્વાસ્થ્યના આનંદો અનુભવતું હતું.

મહમદ ગીઝનવીએ દેશના બારણાં તોડવાનો આરમ્ભ ન્હોતો કર્યો; ઇરાન ને તુર્કસ્તાનમાં પેદા થયેલા ઇસ્લામી ઝંઝાવાતનો ભયંકર અવાજ પણ સંભળાતો ન્હોતો. પરાધીનતા હતી, તે માત્ર સ્વદેશીઓનીજ; પરતંત્રતા નજરે ચ્હડતી, તે માત્ર પોતાની પુરાણી સંસ્કૃતિનીજ.

આ સદીમાં થઇ ગયેલા પ્રતાપી રાજાઓમાં તેલંગણનો ચાલૂક્ય વંશનો રાજા તૈલપ[1] પણ હતો. તે સંવત ૧૦૨૯ માં ગાદીએ આવ્યો, અને રાષ્ટ્રકૂટ રાજાઓને વશ કરી દક્ષિણમાં એકે ચક્રે રાજ્ય કરવા લાગ્યો. એટલુંજ નહિં પણ ચોલા, ચેદી, પાંચાલ અને ગુજરાતમાં પોતાની આણ વર્તાવી ભરતખંડમાં ચક્રવર્તિ થવાની હોંસ ધરાવવા લાગ્યો; અને 'પરમેશ્વર,' 'પરમભટ્ટાર્ક,' 'સમસ્ત ભૂવનાશ્રય,' 'સત્યાશ્રય કુલતિલક,' 'ચાલૂક્યાભરણ,' 'ભૂજબલ ચક્રવર્તિ,' 'રણરંગભીમ,' 'આહવમલ્લ,' નામના સૂચક બીરવો ધરાવવાને ભાગ્યશાળી થયો.

આ ચાલૂક્ય રાજની કીર્તિપર એક મ્હોટું કલંક હતું. માલવાના મુંજરાજે ત્હેને અનેક વાર હરાવી, પકડી, અવન્તી લઇ જઇ સામાન્ય સામન્તની માફક ત્હેની પાસે સેવા કરાવી હતી. આ કલંક દૂર કરવા સંવત ૧૦૫૨ માં તૈલપ એક મ્હોટું સૈન્ય લઇ તેલંગણપર ચ્હડી આવતા અવન્તીનાથની સ્હામું થવા ગયો.

તૈલપ જ્યારે દક્ષિણમાં સામ્રાજ્ય સ્થાપવાના પ્રયત્નો કરતો હતો ત્યારે આર્ય સંસ્કારના તે વખતના કેન્દ્રસ્થાન અવન્તીના ધણી મુંજરાજે ઉત્તર હિન્દુસ્થાનમાં સામ્રાજ્ય સ્થાપ્યું હતું. અનેક વર્ષો થયાં તે આખા ભરતખંડમાં પોતાની હાક વગડાવતો હતો, પોતાની પ્રશંસા કરાવી કવિઓની શક્તિને કસોટીપર ચ્હડાવતો હતો. રૂપમાં ત્હેની કામદેવની સાથે તુલના થતી; કવિઓ ત્હેનાં રસવાક્યો સાંભળી સાંભળી સરસ કાવ્યો લખવા પ્રેરાતા; ગણિતશાસ્ત્રીઓ ત્હેની સાહ્યતાથી તે શાસ્ત્રને સંપૂર્ણ કરવા મથતા.

તે વિદ્યાવિલાસી હતો;—ખુની અને જુલ્મી મનાતો. ત્હેને વિષે અનેક દંતકથાઓ ઉડતી, અને તેલંગણમાં તે બધીજ મનાતી; અને ત્હેનું નામ સાંભળતાં આખા દેશમાં લોકો કાંપતા.

(૧) તઇલ—તઇપયય.

# પ્રકરણ ૧ લું.

## વિલાસવતિ.

**સંવત** ૧૦૫૨ ના **વૈશાખ** માસની દશમની સાંજે **તેલંગણના** પાટનગર **માન્યખેટ**[1] ના રાજ્ય મહેલના શીવાલયમાં એક બાલા પદ્માસન-વાળી બેઠી હતી.

નગરમાં અશાન્તિ હતી. કારણકે રણે ચ્હડેલા રાજા સંબંધી અનેક ઉડતી ગપો પ્રસરી રહી હતી. કોઇ કહેતું કે **મુંજ** ગોદાવરી ઓલંગી **માન્યખેટ** પર ચ્હડી આવે છે; કોઇ કહેતું કે **તૈલપરાજે મુંજને** મ્હાત કર્યો; કોઇ કહેતું કે **મુંજ** અને **તૈલપ** બંને દ્વંદ્વ યુદ્ધમાં કપાઇ મૂઆ. એમ્હાં ખરૂં શું અને ખોટું શું તે કોઇ કહી શકતું નહિં; પણ દરેક ગપે લોકોની ચિન્તા વધતી.

છતાં પેલી બાલા શાન્તિથી બેઠી હતી. તે ધ્યાન કરવાનો ડોળ કરતી હતી, પણ ત્હેનાં હરણશાં ચંચળ નયનો, ધીમેથી, ચોરીથી, ચારે તરફ ફરતાં હતાં. થોડી થોડી વારે તે કાન દઇ સાંભળતી, અને જરાક નિશ્વાસ નાંખતી, **શંકર** કયારે સમાધિમાંથી જાગે ત્હેની વાટ જોતી **જગદમ્બા**, જાણે ફરીથી નવયૌવના **ભીલડી** બની પતિની પરીક્ષા લેવા આવ્યાં હોય એમ લાગતું હતું.

આ બાલાનું લાલિત્ય મોહક હતું. પહેરેલા વલ્કલમાંથી, નીકળતી શ્વેત, સીધી, ડોકજ તપસ્વિઓના તપ મૂકાવે એવી હતી; તે મીઠું ન્હાનું મુખ, ન્હાનું, ટેરવાવાળું ઘાટીલું નાક, સાધારણ ઘાટની પણ ભભકભરી કાળી, કોડ,-ભરી આંખો-આ બધી સામગ્રીઓ જોઇ તપસ્વિઓ શું શું કરે એ કહી શકાય એમ ન્હોતું. જોગીરાજ **શંકરનું** મંદિર, પહેરેલું વલ્કલ, વાળેલું પદ્માસન-આ બધું છતાં વાતાવરણમાં રસતરંગો પ્રસરી રહેતાં હતાં. તો પણ ત્હેના કપાળપર એક કરચલી હતી, વદન પર ગ્લાનિ દેખાતી. ત્હેની આંખોમાં શિકારીથી સંતાતા ફરતા સસલાંનો ગભરાટ હતો.

થોડી વારે ત્હેણે ચારે તરફ જોયું. પદ્માસન છોડયું, અને બન્ને હાથની ન્હાની, નાજુકડી આંગળીઓ એકમેકમાં જોરથી ભેરવી આળસ ખાધું.

વાડીમાં પડેલાં સુકાં પાંદડાંનો ખખડાટ થયો, અને કોઇના પગલાં સંભળાયાં, બાલાએ તરત પદ્માસન વાળી દીધું, ને આંખો મીંચી ધ્યાન કરવાનો ડોળ શરૂ કર્યો.

ત્રણ સ્ત્રીઓ શીવાલયના પગથીયાં ચ્હડી. એક સ્ત્રી જ્હેણે વલ્કલ પ્હેર્યું હતું તે આગળ ચાલતી હતી. તે ઉંચી, કદાવર, સશકત લાગતી; ત્હેના અંગની રેખાએ રેખા સંપૂર્ણ હતી. માત્ર ત્હેના માથાપર બાલ સફેદ થવા લાગ્યા હતા. અને ભરેલું ઠસ્સાદાર મ્હોડું શીતળાથી છુંદાયેલું, કદરૂપું થઇ ગયેલું હતું. છતાં આંખોમાં ધારદાર તેજ હતું, દૃઢ બીડેલા હોઠમાં પ્રભાવ હતો, ઉમર થઇ હતી છતાં અંગોમાં જુવાનીનું જોમ દેખાતું હતું. પાછળ આવતી બે સ્ત્રીઓ સુંદર હતી, અને ત્હેમનાં કિંમતી વસ્ત્રો, અને આભૂષણો તેમ્હની સ્થિતિ દર્શાવતાં હતાં.

પહેલી સ્ત્રીના મુખપર દૃઢતા હતી. ત્હેની આંખમાં સ્થિર ઝનૂન હતી: બીજી બે સ્ત્રીઓના મુખપર ભય ને ચિન્તા દેખાતાં હતાં અને તેમની આંખો આંસુભીની લાગતી હતી.

આગળ આવતી વલ્કલ ધારિણી તે **તૈલપ**-રાજની વિધવા બ્હેન **મૃણાલવતી** હતી. બીજી બેમાંની મ્હોટી **તૈલપની** રાણી **જક્કલાદેવી**[2] હતી; ન્હાની **જક્કલાદેવીની** પીત્રાઇ બ્હેન, અને **સ્યૂનદેશના યાદવ** રાજા મહા સામન્ત **ભિલ્લમની** સ્ત્રી **લક્ષ્મીદેવી**[3] હતી.

**મૃણાલવતી** બધાથી આગળ મંદિરમાં પેઠી અને **લક્ષ્મીદેવી** તરફ ફરી, કહ્યું:

"**લક્ષ્મી**! મ્હેં શું કહ્યું હતું? ત્હારી છોકરી ધ્યાન કરે છે."

**લક્ષ્મીદેવીએ** ન સ્હમજાય એવી રીતે હા કહી. શાન્ત, કઠોર, સત્તાભર્યા અવાજે **મૃણાલવતીએ** કહ્યું: "**વિલાસ**! **વિલાસ**!"

જાણે ધ્યાનમાંથી જાગતી હોય તેમ પેલી બાલાએ આંખો ઉઘાડી, અને ચમકવાનો ઢોંગ કર્યો.

"**વિલાસ**!" કઠોર અવાજે **મૃણાલવતિએ** કહ્યું: "જા બ્હાર બેસ. અને કોઇ પણ આવતું સંભળાય કે તરત મ્હને ખબર આપજે."

મૂગે મ્હોડે, પગે લાગી **વિલાસ** બ્હાર ગઇ. **મૃણાલવતિના** હુકમો પાલવાની, અને ત્હેનીજ ઇચ્છા પ્રમાણે બધાને વર્તવાની ટેવ હોય એમ સ્પષ્ટ લાગતું હતું.

(૧) હાલનું માલખેડ. (૨) જાકબ્બી. (૩) લચ્છીયવ્વા.

વિલાસવતિ મંદિરના ઓટલા પર ગઇ, અને અંદર શું ચાલે છે તે સંભળાય એમ ઉભી રહી.

અંદર મૃણાલવતિ કાળા પથ્થરના પોઠીયા પાસે ગઇ અને બોલી: "જક્કલા!"

"બા—" તૈલપની રાણીએ કહ્યું "જો. મ્હેં જે ત્હને વાત કરી હતી તે આ જગ્યા. માન્યખેટમાંથી ન્હાસી છુટવું હોય તો આ રસ્તો છે."

"બા" ડરતાં ડરતાં લક્ષ્મીદેવી પૂછવા ગઇ. પણ મુંજ આવે એવી કાંઇ ખબર"—

મૃણાલવતિની ભમરો સંકોચાઇ. એક તીક્ષ્ણ નજરેજ ત્હેણે લક્ષ્મીનું વાક્ય પૂરૂં થવા દીધું નહિ.

"ખબર ને અંતર હોત તો હું કહેત નહિં?" સખ્તાઇથી ત્હેણે કહ્યું. લક્ષ્મી હોઠ કરડી મૂગી રહી. અને મૃણાલવતિએ આગળ ચલાવ્યું. "જો! આ પોઠીઓ છે. એની નીચે સુરંગ છે."

"ક્યાં નીકળે છે?" ધીમેથી, માનભેર જક્કલાદેવીએ પૂછ્યું.

"બ્હાર ભુવનેશ્વરનું મંદિર છે. ત્હેમાં."

"તે તો છેક જંગલમાં છે."

મૃણાલવતિ જવાબ આપે તે પહેલાં પાછી ફરી અને ગર્ભદ્વારમાં વિલાસને ઉભેલી જોઇ સખ્તાઇથી પૂછ્યું:

"કેમ આવી?"

"બ્હાર પિતાજી આવ્યા છે."

"મહાસામન્ત!" ભયંકર અવાજે મૃણાલે પૂછ્યું.

"હેં!" લક્ષ્મીદેવીથી બોલાઇ ગયું.

કાંઇ અશુભ થયું હશે એમ ધારી, ગભરાયેલી જક્કલાદેવીએ નિરાધારીમાં ભીંતપર હાથ ટેકવ્યો.

"બોલાવ."

"જેવી આજ્ઞા" કહી વિલાસ બ્હાર ગઇ અને ત્હેના પિતાને તેડીને અંદર આવી.

મહાસામન્ત ભીલ્લમ ઉંચો, પડછંદ યોદ્ધો હતો. ત્હેણે શરિરે બખ્તર પ્હેર્યું હતું, અને ત્હેને હાથે ને કપાળે બે પાટા બાંધેલા હતા.

"મૃણાલબા! આહવમલ્લ મહારાજનો જય થયો."

"હેં!" જક્કલા બોલી ઉઠી.

શાન્તીથી ત્હેના તરફ ફરી મૃણાલે ડોળા કહાડયા અને પૂછ્યું: "ક્યારે?"

"પરમ દિવસે. મુંજ ગોદાવરી ઉતરી આ તરફ આવવા જતો હતો ને મહારાજે ભીડાવ્યો."

જક્કલા, લક્ષ્મી, અને વિલ્લાસ ત્રણેના મ્હોડાપર આનંદ છવાઇ રહ્યો; માત્ર મૃણાલના હોઠ ભયંકર દૃઢતાથી દબાઇ રહ્યા.

"એના લશ્કરનું શું થયું?"

"ઘણુંખરૂં પકડાઇ ગયું–ને થોડું ન્હાસી ગયું."

"મહારાજ આનંદમાં છે?" જક્કલાદેવીએ ધીમેથી પૂછવાની હિંમત કરી.

"એટલામાં અધિરી થઇ ગઇ?" મૃણાલવતિએ સખ્તાઇથી પૂછ્યું; અને ભીલ્લમને પોતે પ્રશ્ન પૂછ્યો: "પેલા નરપિશાચનું શું થયું?"

"કોનું, મુંજનું?" મહાસામન્તે પ્રશ્ન કર્યો. ડોકીવતે મૃણાલે હા કહી.

"ત્હેને તો મ્હેં પકડયો" ગર્વથી હસતાં ભીલ્લમે કહ્યું. તે ગર્વ તરફ તિરસ્કારથી મૃણાલવતિ જોઇ રહી. "અને કાલે મહારાજની સ્વારી અહિંયા આવવાની છે. તે સંદેશો કહેવા મ્હને મોકલ્યો છે."

"વારૂ ત્યારે. તૈયારી કરવાનો હુકમ આપવો જોઇએ. ચાલો મહાસામન્ત!"

મહાસામન્તનો વિચાર કાંઇ ત્યાંથી ખસવાનો જણાયો નહિં.

"હું હમણાં આવ્યો—"

"ભીલ્લમરાજ! તમ્હે પણ હજુ તેવા ને તેવાજ રહ્યા." મૃણાલે તિરસ્કારથી કહ્યું "તમ્હારૂં હૃદય સાત્વિક થયુંજ નહિ" ભીલ્લમે માત્ર મૂગે મ્હોડે માનભેર હસ્યા કર્યું. "વારૂં ઠીક. જક્કલા! ચાલ વિલાસ!"

"બા!" ભીલ્લમે કહ્યું "એને હું હમણાં મોકલી આપું છું."

"તમ્હે બન્ને માબાપજ એ છોકરીના સંસ્કાર બગાડો છો. પછી એ બીચારી નિષ્કલંક કેમ થાય? ઠીક. વિલાસ! જલદી આવજે" કહી સ્વસ્થતાથી મૃણાલવતિ ત્યાંથી ગઇ, અને ત્હેની પાછળ પાછળ જક્કલાદેવી ગઇ.

## પ્રકરણ બીજું.

ભીલ્લમરાજની નિરાધારી મૃણાલવતિ મંદિરમાંથી ગઇ એટલે ત્રણે જણાએ નિશ્વાસ મૂકયો.

"મહારાજ!" લક્ષ્મીદેવીએ થોડીવાર મૂગા રહી કહ્યું "કેમ છો, તમ્હે?"

ભીલ્લમ હસ્યો, ત્હેની આંખ સ્નેહભીની થઇ. "મજાહમાં. બે ચાર ઘા વાગ્યા છે. પણ મ્હેં

પણ ડંકો વગાડયો" સહર્ષ મહાસામન્તે કહ્યું "હું નહિં હોત તો મુંજ પકડાત નહિં અને આહવમલ્લ મહારાજનું આવી બનત."

"એમ ?"

"હા. મુંજને મહારાજ વચ્ચે જબરૂં યુદ્ધ થયું"

"હાથોહાથ ?"

"હા. તેમ્હના મ્હાવતો મરાયા એટલે નીચે ઉતરી તેમ્હણે હાથોહાથ લડવા માંડયું."

"પછી ?"

"પછી શું ? કયાં મુંજ ને કયાં મહારાજ ? મહારાજને શરીરે ઘા પડયા હતા. તે પડવાની તૈયારીમાં હતા ને મ્હેં દીઠા. તેવોજ હું ઉતરી ત્હેની વારે ધાયો, ને મુંજની સ્હામું થયો. દેવી ! શું અમ્હારૂં યુદ્ધ ! ચાર ઘડી કોઇએ મચક આપી નહિ. ત્રૈલોક્ય આખું તે-જોઇ રહ્યું." ભીલ્લમે શ્વાસ ખાધો: ત્હેની સ્ત્રી ને પુત્રી આતુરતાથી જોઇ રહ્યાં.

"મ્હારી પણ ખરી કસોટી હતી. આખરે હું જબરો નીકળ્યો. મુંજરાજે જરા ઠોકર ખાધી ને મ્હેં પકડયો."

"શાબાશ" લક્ષ્મીદેવીએ આંખો વડેજ ઓવારણાં લઇ કહ્યું.

"બાપુ !" વિલાસવતિએ ધીમેથી પૂછ્યું "મુંજ કેવો છે ?"

"કાલે જોજેની. એ પણ જબરો છે. જેવો મ્હેં એને પકડયો એટલે ત્હેણે હસીને મ્હારો વાંસો થાબડયો ને હસીને કહ્યું: "ધન્ય છે ભીલ્લમરાજ ! અવનીમાં તુંજ આ કરી શકે"

"અરે વાહ !" લક્ષ્મીદેવીએ કહ્યું.

"બાપુ ! કાલે હું કેમ એને જોવાની ?" વિલાસવતિએ પૂછ્યું.

"કેમ શું છે ?"

"નાથ !" લક્ષ્મીદેવીએ પાસે આવી ધીમેથી કહ્યું. ત્હેના હોઠ સખત પીસાયા ને ત્હેની આંખમાંથી ઝેર નીકળ્યું "અહિંયા તો જુલમ છે."

"કેમ ?"

"તમ્હે તો રણમાંજ તમ્હારા દિવસો પૂરા કરો છો, એટલે અમ્હારૂં દુ:ખ કયાંથી જાણો ? અમ્હે કેટલાં ઓશીયાલાં થઇ ગયાં છીએ ? જક્કલાદેવી કાંઇ કરી શકે નહિં તો હું તો કોણ ?" બોલતાં બોલતાં લક્ષ્મીનો દબાયેલો જુસ્સો ઉછળી આવ્યો. ત્હેણે આંખમાંથી આંસુ લૂછ્યું "મ્હારૂં તો જે થાય તે, પણ આ બીચારી કાચી કેળ જેવી વિલાસના પણ શા ભોગ જાગે છે ?"

"દેવી !" જરા ખેદભર્યા અવાજે ભીલ્લમે કહ્યું "તું જાણે છે તો ખરી આ પરાધિનતા આપણે શા માટે વેઠીયે છીયે."

"હું જાણું છું-જાણું છું" લક્ષ્મીએ અકલામણ કહાડતાં કહ્યું "પણ હું તો થાકી ગઇ. તમ્હારા જેવા અપ્રતિમ યોદ્ધાને આનાથી સારી ચાકરી જ્યારે જોઇશું ત્યારે મળશે."

નિસાસો નાંખી મહાસામન્તે લક્ષ્મીને શાન્ત પાડવા પ્રયત્ન કર્યો "દેવી ! તું ઘણી અધીરી છે. ત્હને આ ઓશીયાલો રોટલો સાલે છે જે મ્હને નથી સાલતો ? મ્હારી રાંક પ્રજા નિરાધાર પડી છે: -તું-મહારાજાઓની તનયા"-

"નાથ !" રાષ્ટ્રકૂટ નરપતિઓના કુલમાં જન્મેલી લક્ષ્મીએ ઠપકો દીધો "આ બધું મ્હારે માટે મ્હને લાગે છે ?"

"ના. સતી ! તે હું જાણું છું. હું પોતે અહિંયા નિરાધાર ગુલામ છું-તૈલપની કિર્તિ વધારવા નીમેલો નોકર છું" કડવાશથી મહાસામન્તે કહ્યું.

"પણ શું કરીયે ? આઠ આઠ વર્ષ લડયા પણ વિધિએ કાંઇ વળવા દીધું નહિં. આખરે આ એકને એક દીકરીની ખાતર આ અધમતા" વિલાસવતિ દૂર ઉભા ઉભી, મહા મુશ્કેલીએ આંખમાં આવતાં આંસુઓ રોકવાનો પ્રયત્ન કરતી હતી. લક્ષ્મીદેવીની આંખમાંથી દડ દડ આંસુઓ ખરતાં હતાં. ભીલ્લમે એકદમ વાત બદલી.

"બેટા ! તું તો સુખી છેને ?"

"હા." ધીમેથી વિલાસે કહ્યું.

કટાક્ષમયતાથી લક્ષ્મીદેવીએ ઉમેર્યું "એને સુખ શું ને દુ:ખ શું ? એને તો હવે મૃણાલબાએ હાથમાં લીધી છે ને જેવો સત્યાશ્રય કુંવર અકલંકિત છે તેવી આ બીચારીને કરવા માંડી છે. આ બીચારી કાચી કેળ જેવી મ્હારી દીકરીને પણ છુંદવા માંડી છે"

મહાસામન્ત ફીકકું હસ્યો "વિલાસ ! ત્હને કેમ લાગે છે ?"

"બા માં જરા અસંતોષવૃત્તિ વધારે છે. હવે તો મ્હારામાં શાન્તિ આવતી જાય છે" મોઢાશથી વિલાસ બોલી.

"દીકરા ! સત્યાશ્રય કુંવરને લાયક થાય અને ત્હેની જોડે ત્હારાં લગ્ન થાય એટલે અમે સોમ નાહ્યાં."

"બાપુ! લાયક થવા મથું છું તો ખરી."

"હા" લક્ષ્મીએ કહ્યું: "ને ત્હારી જુવાની બળીને રાખ થશે ત્યારે તું લાયક થશે."

"બેટા!" ભીલ્લમે દીકરીને કહ્યું "ત્હારી બાનો આજે પિત્તો ઉછળેલો છે. એનું બોલવું ગણતી નહિં. જો હવે આપણે જઇએ. મેં એક વિચાર કર્યો છે."

"શો?" લક્ષ્મીએ પૂછ્યું.

"મહારાજ પાસે થોડા વર માંગી લઇશ. મ્હારી સેવા જોઈ આપ્યા વિના રહેશે નહિ."

"શું સ્યૂનરાજની નિરાધારી!" લક્ષ્મીએ ટીકા કરી. તે ટીકાપર ધ્યાન આપ્યા વિના ભીલ્લમે આગળ ચલાવ્યું.

"એક તો વિલાસનાં લગ્નનું ચોક્કસ કરી દઇએ; ને ત્હેને પરણાવી પછી આપણે દેશ જઇએ."

"એ સૂરજ ક્યારે ઉગવાનો?" શંકાશીલ લક્ષ્મીએ જવાબ દીધો.

"ઉગશે-ઉગશે. અધીરી નહિં થા. ચાલો." કહી ત્રણે જણાં મંદિરમાંથી નીકળ્યાં.

"બાપુ! મ્હારે મુંજ જોવો છે."

"કાલે સ્વારીમાં જોજેને."

"એ બાપડી કયાંથી જોવાની હતી?" લક્ષ્મીએ કડવાશથી પણ ધીમેથી કહ્યું "મૃણાલબા કહેશે કે એવી જીજ્ઞાસાથી તો એનો વૈરાગ્ય વ્રત તૂટી જાય. એક સોળ વર્ષથી થયેલી વિધવા પણ સરખી, ને બીજી સોળ વર્ષની કન્યા પણ સરખી."

"એ શું બોલે છે?" જરાક સખ્તાઇથી ભીલ્લમે કહ્યું "કોઇ સાંભળશે? ભાન છે?"

"બાપુ!" વિલાસવતિએ કહ્યું "તમ્હે મૃણાલબાને કહેશો તો માનશે."

"હા. જરૂર કહીશ." કહી ભીલ્લમ મૂગો રહ્યો.

## પ્રકરણ ૩ જું.

### મૃણાલવતિ.

મૃણાલવતિ જક્કલાદેવી જોડે મહેલમાં ગઇ અને આવતી કાલની સ્વારી માટે તૈયારી કરવાના હુકમ આપવા લાગી.

મૃણાલવતિ હાલ છેતાલીશ વર્ષની હતી; અને ત્રીશ વર્ષ પહેલાં ત્હેના પતિનું મૃત્યુ થવાથી તે સંસારથી પરવારી ગઇ હતી. તૈલપ ત્હેનાથી પાંચ સાત વર્ષે ન્હાનો હતો, અને મા મરી ગયેલી હોવાથી મ્હોટી બ્હેનની પ્રીતિ ભાઇ ઉપર મ્હોટી. તૈલપને ઉછેરવો, કેળવવો, શસ્ત્ર ને રાજ્યકલામાં પાવરધો બનાવવો, અને ત્હેને પાણી ચ્હડાવી શૂરવીર બનાવવો એ કાર્યમાંજ તે મચી રહી.

થોડે વર્ષે તૈલપ ગાદીએ આવ્યો, એટલે મૃણાલે રાજ્યકારભારમાં પણ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવા માંડયો. તૈલપ રાજ્યકારભારમાં ત્હેના જેટલો બાહોશ ન્હોતો, એટલે થોડા વખતમાં તૈલંગણના રાજ્યની બધી સત્તા ત્હેણે હાથ કરી. તૈલપ રાજ્ય ચલાવતો, વિગ્રહો આદરતો, દેશ પરદેશ પોતાની આણ વર્તાવતો, પણ મૃણાલ આગળ ન્હાનો ભાઇ જ બની જતો. બ્હેનનો શબ્દ તે ઉથામતો નહિં. ત્હેની બુદ્ધિથી જ તે રાજ્ય ચલાવતો, ત્હેને ઉત્સાહેજ સમરાંગણો ખેડતો.

મૃણાલનો સ્વભાવ ન્હાનપણમાં હેતાળ અને રસિક હતો. જેમ જેમ જુવાની ખીલવા લાગી તેમ તેમ ત્હેના અંતરમાં કાંઇ ન સ્હમજાય એવી ઉર્મિઓ આવવા લાગી. કેટલીક ઉર્મિઓ, તે વિધવા હતી તેથી સંતોષાય એવી ન્હોતી; કેટલીક સર્વોપરિ રાજ્યસત્તા ત્હેના હાથમાં હતી તેથી, ઉભી થવા દેવાય એમ ન્હોતી; કેટલીક, તૈલપનું ચારિત્ર્ય શુદ્ધ અને સીધું બને, તેથી દબાવી દેવી પડતી. પરિણામે, મૃણાલને વૈરાગ્યજીવનનો શોખ લાગ્યો.

ત્હેણે ધીમે ધીમે પોતાની સુખ કે દુઃખ અનુભવવાની કોમળતા સૂકવી નાંખી; આર્દ્રતા ને કરૂણાને જડમૂળથી ઉખેડી નાંખ્યા. આ બધું કરતાં, ત્હેને ભયંકર તપ આદરવું પડયું. તે તપે ત્હેના હૃદયને શુષ્ક, ત્હેની નિશ્ચયાત્મક બુદ્ધિને નિશ્ચલ બનાવી.

ત્હેનું ચારિત્ર્ય બદલાતાં, સંસાર તરફ પણ ત્હેનું દૃષ્ટિબિન્દુ બદલાયું. ત્હેણે સુખ દુઃખના કીચડમાં બધા સંસારને તરવરતો દીઠો; અને સખત વૈરાગ્ય વિના ત્હેનો ઉદ્ધાર નથી, એમ ત્હેને ખાત્રી થવા લાગી. રાજ્યમાં ત્હેની સત્તા સર્વમાન્ય હતી; અને તે સત્તાનો ઉપયોગ પ્રજાના ઉદ્ધાર માટે ન કરવો એ ત્હેને મ્હોટું પાપ લાગ્યું. જે રીતે ત્હેણે પોતાની ઉર્મિઓ વશ કરી હતી, જે રીતે પોતાનું અશાન્ત હૃદય સ્વસ્થ અને કઠણ બનાવ્યું હતું, તે રીતે પ્રજાજીવનમાં ઉછળી રહેલી ઉર્મિઓ, આનંદ, અને કુમાશ ને વશ કરવાના પ્રયત્નો આરમ્ભ્યા.

આ રાજ્યનીતિને અનુસરીને શાસનોપર શાસનો હેણે કહાડયા. હેણે કવિઓ, નટો અને ગાયકોને દેશપાર કર્યા; આનંદોત્સવો બંધ કર્યા; જાહેરમાં થતાં કલ્પાંત પર અંકૂશ મૂકયો. ગામમાં, રાજ્યમહેલમાં સખ્તાઇ અને સ્વસ્થતા પ્રસરી રહ્યાં. દરેક પ્રકારનો સંબંધ શુષ્ક, નિયમિત અને નિષ્કલંક થતો ગયો. પ્રેમ, ઉત્સાહ, આનંદ એ બધાં મ્હોટા ગુનાહ હોય એવું કાંઇ વાતાવરણ પ્રસરવા લાગ્યું.

જાહેરમાં, પ્રેમીઓ સહધર્મચારીજ બની રહ્યા; આનંદમગ્ન કુટુંબીઓ એક યંત્રનાં ચક્રો થઇ રહ્યા; ઉત્સવ પ્રસંગો શુષ્ક નિયમે નિરરસ થઇ રહ્યા. તત્ત્વજ્ઞાનિઓ અને તપસ્વિઓએ કવિઓનું સ્થાન લીધું; નીતિને નિયમના તાપમાં પ્રજા જીવનમાં રહેલી આર્દ્રતા શોષાઇ ગઇ. સ્નેહ, આનંદ, અને ઉત્સાહના લ્હાવા લોકો ખૂણે ભરાઇ, રાજ્યસત્તાથી ડરી, કોઇ નજાણે એમ લેવા લાગ્યા.

જ્યારે તૈલપ રાજનો પુત્ર સત્યાશ્રમ બાલ વયમાં આવ્યો ત્યારે હેની પણ કેલવણી મૃણાલવતિએ હાથમાં લીધી; અને ધીમે ધીમે સત્યાશ્રમ પણ ફોઇના આદર્શો પ્રમાણે પોતાનું ચારિત્ર્ય ખીલવવા લાગ્યો.

આ સખત જીવનનું પરિણામ એક ઘણું સારૂં આવ્યું. તૈલંગણ દેશના યોદ્ધાઓ સખત, દૃઢ અને ભયંકર થતા ગયા; અને તૈલપરાજે સ્હેલાઇથી દિગ્વિજયો કરવા માંડયા. આ દિગ્વિજયનો પહેલો ભોગ સ્યૂનદેશ થઇ પડયો. ભીલ્લમરાજે રાખેલી ટેક, હેણે છોડી. રણમાં પડવા હેણે ઘણાં ફાંફાં માર્યાં, પણ હેના આવરદાની દોરી લાંબી નીકળી. હેને કેદ કરી માન્યખેટ લઇ આવવામાં આવ્યો; પણ હેને મારી નાંખવાના ઇરાદામાં તૈલપ સફલ થયો નહિં. મૃણાલે ભીલ્લમનો પક્ષ લીધો, હેને મરતો બચાવ્યો, હેનું રાજ્યપાટ પાછું અપાવ્યું, હેની એકની એક છોકરી જોડે સત્યાશ્રમનું વેવિશાળ કર્યું. પણ આ મહેરબાનીની હેને ભારે કિંમત આપવી પડી. હેને સહકુટુંબ માન્યખેટમાં રહેવું પડયું; તૈલપના મહાસામન્ત થઇ હેની કીર્તિમાં વધારો કરવો પડયો; અને વિલાસવતિને નિષ્કલંક જીવનના પાઠ પઢવા મૃણાલવતિને સોંપવી પડી.

વૈરાગ્યના આદર્શો સિદ્ધ કરતી, વિમલ, સખત અને નિશ્ચલ નિયમોને પોતાના અને પારકા જીવનમાં પ્રેરતી મૃણાલવતિ તૈલંગણની અધિષ્ઠાતા દેવી હતી. આવા નિર્દ્વંદ્વ બની રહેલા હૃદયમાં પણ એક ભાવ માટે સ્થાન હતું–અને તે ભાવ તે હેના ભાઇની કીર્તિ. બાલપણથી હેણે તૈલપને પાણી ચ્હડાવાના એવા પ્રયત્નો કર્યા હતા. અને તે પ્રયત્નોથી તૈલપે એવી કીર્તિ મેળવી હતી કે, તે કીર્તિ તે પોતાનીજ સ્હમજતી; અને તે કીર્તિની આડે આવનારને છુંદી નાંખવામાં તે પોતાની પ્રભાવશાળી નિશ્ચયાત્મક બુદ્ધિનો ઉપયોગ કરતી.

મુંજરાજ તૈલપની કીર્તિનો રાહુ હતો; પંદર સોળવાર હેણે તેલંગણરાજને ધૂળ ચાટતો કર્યો હતો. અને ઘણી વખત હેને ખંડણી આપી પોતાનું રાજ્ય નિરાંતે ભોગવવાની તૈલપની ઇચ્છા થઇ આવતી. પણ આ ઇચ્છાના અંકુરો મૃણાલના અચલ નિશ્ચય આગળ ફૂટતાંજ કરમાઇ જતાં. ખરૂં જોતાં મુંજ અને તૈલપના વિગ્રહમાં મુંજ અને મૃણાલની પ્રબલ ઇચ્છાશક્તિઓનું દારૂણ દ્વંદ્વ યુદ્ધજ થતું હતું.

આખરે મૃણાલ જીતી–મુંજ હાર્યો. આ વિચાર કરતાં મૃણાલના શુષ્ક, વૈરાગ્ય વિલાસી હૃદયમાં, નિર્જન રણમાં ઠંડો મીઠો વાયુ વાય તેમ સંતોષ અને ગર્વનો સંચાર થયો. મુંજ ભરતખંડમાં પૃથિવિ–વલ્લભને નામે પંકાતો હતો; તે પૃથિવિ–વલ્લભને પણ હેણે દાસાનુ–દાસ બનાવ્યો હતો. આથી વધારે શું સંતોષનું કારણ હોય?

જક્કલાદેવી સાથે મૃણાલ મહેલમાં પાછી ગઇ ત્યારે હેના હૃદયમાં આવા વિચારો અસ્પષ્ટરૂપે આવ્યા. મહેલમાં જઇ હેણે સવારીની તૈયારીઓ કરવાના હુકમ કહાડયા; અને શહેરમાં સામાન્ય નિયમો તોડી કેવી રીતે ધામધૂમ કરવી હેની યોજના કરવા આગેવાન નગરજનોને તેડી મંગાવ્યા.

એટલી વારમાં ભીલ્લમ, લક્ષ્મીદેવી ને વિલાસ આવી પ્હોંચ્યાં. ભીલ્લમના મુખપર ખિન્નતા હતી. લક્ષ્મીદેવીના મુખપર અદૃષ્ટ તિરસ્કાર હતો. વિલાસ તેવી ને તેવીજ શાન્ત ને મીઠી હતી.

"બા" ભીલ્લમે પૂછ્યું "બધી તૈયારી કરવાનો હુકમ આપ્યો?"

"કેમ?" જરા સખ્તાઇથી મૃણાલે પૂછ્યું.

"આપણે પૃથિવિ–વલ્લભને લઇ આવ્યા છીએ. તૈયારીઓ હેને યોગ્ય કરવી જોઇએ."

એક પલવાર મૃણાલની તેજસ્વી આંખોમાં તીક્ષ્ણતા આવી "મહાસામન્ત!" શાન્તિથી ત્હેણે કહ્યું.

"હવે પૃથિવિએ વલ્લભ બદલ્યો."

"તો એ ઉત્સવ પણ આપણે ઉજવવો જોઇએ" ભીલ્લમે હસીને કહ્યું.

"તમ્હે લોકોને જ્યાં ત્યાંથી કાંઇ મજાહ જોઇએ. તમ્હારામાં સદ્‌બુદ્ધિ ક્યારે આવશે?"

"બા! આ પ્રસંગ કાંઇ જેવો તેવો નથી." ભીલ્લમે હિંમતથી કહ્યું. ભીલ્લમની આમ બોલવાની રીતથી મૃણાલે અજાયબ થઇ ઉંચું જોયું; ત્હેણે આવો વિજય મેળવ્યો તે વિચાર કરી ત્હેણે તિરસ્કારપૂર્વક દરગુજર કરી અને પૂછ્યું: "કેમ?"

"મુંજ જેવો નર આખી પૃથ્વિમાં સો વર્ષે એક પાકે; હઝાર વર્ષે નજરે પ્હડે. પણ દશ હઝાર વર્ષે પણ આમ પકડાઇ આવતો ભાળીયે નહિં."

તિરસ્કારભર્યાં, શાન્ત, સ્થિર નયને મૃણાલ આ પ્રશંસા સાંભળી રહી.

"તમ્હે આજ ઘણા અસ્વસ્થ થઇ ગયા છો" ખંજરની સચોટતાથી મૃણાલ બોલી.

બીજી વખતે ભીલ્લમ મુગો થઇ જાત; પણ પોતે મેળવેલો જય અને લક્ષ્મીદેવીના સખત વચને ત્હેનામાં બેહદ હિંમત પ્રેરી હતી. ત્હેણે કહ્યું:

"શા માટે નહિં? ચોરાશી ભવમાં ભાગ્યેજ આવો નર એકલે હાથે હરાવવાનું ભાગ્ય મળે."

"મહાસામન્ત!" તિરસ્કારથી હસી મૃણાલે કહ્યું "અહંતા એ બધા પાપનું મૂલ છે." ત્હેનો અવાજ સિંહણના જેવો વિકરાળ થઇ ગયો; અને ભીલ્લમના બહાદુર હૃદયમાં પણ બ્હીક પેઠી.

"બા! પણ તમ્હારે એક વાનું તો કરવું પડશે."

"શું?"

"કાલે સ્વારી જોવા આવવું પડશે."

"હું?" પોતે સામાન્ય મનુષ્યજાતિથી ઉંચી ભૂમિકાએ પોતે હોય તેમ પૂછ્યું.

"હા. કાલ જેવો પ્રસંગ ભવોભવમાં નહિ આવે. મુંજ પકડાયો ત્હેનો જશ તમ્હને છે; એટલે તમ્હારે તો આવવુંજ જોઇએ."

"નયનો સંતોષવાનું પ્રાયશ્ચિત મ્હારે કેટલું કરવું પડે?" જરાક હસીને મૃણાલે કહ્યું.

"તમ્હે કયાં તમ્હારી જીજ્ઞાસા સંતોષવા આવવાના છો? એથી તો માત્ર લોકોને સંતોષ મળશે."

"ભીલ્લમરાજ! પાપ કરવું ને કરાવવું તે વચ્ચે હું કાંઇ ભેદ જોતી નથી. છતાં ઠીક છે. હું રાતે વિચાર કરીશ."

"આ વિલાસને પણ સ્વારી જોવી છે." મૃણાલની ભ્રકુટી સંકોચાઇ. "મહાસામન્ત! તમ્હે એ છોકરીને બગાડવાના છો." વિલાસ તરફ ફરી ત્હેણે સખ્તાઇથી ઉમેર્યું: "તેં સ્વારી નથી જોઇ? લશ્કર નથી જોયું? તૈલપ રાજ નથી જોયો? એ બધાં જોવાની આટલી હોંસ!"

"પણ એ બીચારી મુંજ ક્યારે જોશે?" ભીલ્લમે કહ્યું.

"મુંજમાં જોવું તે શું? એજ હાડકાનો માળો, એજ ચામડું, એજ નરકની બનેલી દેહ." કમકમા આવે એવા તિરસ્કારથી મૃણાલે કહ્યું.

ભીલ્લમ હસ્યો. "બા! પણ આ હાડકાનો માળો કાંઇ ન્યારોજ છે."

"કેમ?"

"એના જેવું રૂપ મ્હેં બીજું જોયું નથી."

"રૂપ! રૂપ! આ શું ગાંડાં કહાડો છો? સીધા ને ચીબા નાકમાં શો ફેર? ઝીણી ને મ્હોટી આંખોમાં શો ફેર? આખરે બધાં બળીને ખાખ થવાનાં. મુંજમાં રૂપ હોય તેથી બળતાં થોડી વાર લાગવાની?"

"બા! તમ્હે જોજો પછી વાત. હું કવિ નથી–"

"સારૂં છે. નહિં તો દેશનિકાલ કરવા પડત" મૃણાલે હસીને કહ્યું.

"પણ નહિં હોય ત્હેને પણ—"

"મહાસામાન્ત! હવે ઘણું થયું—"

"જેવી આજ્ઞા. પણ વિલાસ—"

મૃણાલના મુખપર પાછી સખ્તાઇ આવી.

"વિલાસ! હું જોવા આવીશ, તો એને પણ લાવીશ. થયું?" કહી જરા તોછડાઇથી મૃણાલ ત્યાંથી ચાલી ગઇ. ભીલ્લમરાજ પોતાની સ્ત્રી તરફ ફર્યો.

"દેવી! કાલે વિલાસને સ્વારી જોવા આવવા દેશે."

"કેમ જાણ્યું?"

"મૃણાલ બા આવ્યા વિના નહિં રહે."

"બાપુ!" વિલાસે પૂછ્યું "મુંજ કવિ છે."

"કવિઓનો પણ કવિ છે, એમ લોક વાયકા છે. એના લશ્કર સાથે પણ કવિઓ છે."

"બા! કવિઓને લોકો કેમ ધિક્કારતા હશે?" વિલાસે લક્ષ્મીદેવીને પૂછ્યું. લક્ષ્મીદેવીનો ગુસ્સો હજુ ઉતર્યો ન્હોતો.

"પૂછ ત્હારા બાપુને. તે રાજા હતા ત્યારે ઘણા કવિઓ રાખતા."

ભીલ્લમે નિસાસો મૂકયો. "હું ત્હને દેખાડીશ. કાલે ઘણા આવશે. જા બેટા! મૃણાલબા ગુસ્સે થશે."

વિલાસે પણ નિસાસો મૂકયો, અને ત્યાંથી ચાલી ગઇ.

ભીલ્લમ લક્ષ્મીદેવી તરફ ફર્યો: "દેવી! શા માટે બળતાને બાળો છો?"

લક્ષ્મીએ પાસે આવી ભીલ્લમના ખભાપર હાથ મૂકયો અને સ્નેહપૂર્વક કહ્યું: "મહારાજ! એટલુંજ દેખાડવા કે ત્હમે અત્યારે પૃથિવિ–વલ્લભના પણ વલ્લભ થયા તોપણ પરાધિન તે પરાધિન."

"એ વખત વધુ કહી સંભળાવે હું ઓછો પરાધિન થવાનો હતો?"

"ના. પણ તેથી મહારાજા મટી મહાસામન્ત થઇ નહિં રહો. આ દીકરી પરણી જાય કે પછી ત્હમ્હારે આ પરાધિનતા છોડવાની છે." ઘણીજ ધીમેથી લક્ષ્મીદેવીએ કહ્યું. અને બંને જણાએ મૂગાં મૂગાં ત્યાંથી ચાલવા માંડ્યું.

* * * *

મૃણાલવતિ નાહી ધોઇ, ધ્યાન કરવા બેઠી, છતાં ચિત્તને સ્થિર થતાં વાર લાગી. ત્હેને પોતાનાપર તિરસ્કાર આવ્યો. પોતે પણ બીજા નિર્માલ્ય પ્રાણિની માફક આ વિજયથી અસ્વસ્થ બની ગઇ. આખરે ત્હેણે મહા પ્રયત્ને ધ્યાન કર્યું.

ધ્યાન કરી રહી તે વિચાર કરવા બેઠી કે કાલે સ્વારી જોવા જવું કે નહિં. પોતે પણ સામાન્ય નર નારીની માફક, આવે પ્રસંગે આનંદ પામી, જોવા નીકળે? શું ત્હેને જોવાનો શોખ લાગ્યો? થોડી વારે ત્હેને ખાત્રી થઇ કે માત્ર સ્વારી જોવાનું તો મન ત્હેને નથીજ.

ત્યારે શું મુંજને જોવાનું મન થતું હતું? ત્હેના ભાઇના ગૌરવનો દુશ્મન, આર્યાવર્તમાં ગણાતો અપ્રતિમ નરેશ, જોવાનું મન બધાને થાય; પણ ત્હેને શા માટે થાય? ત્હેના વિરાગી હૃદયને એવું તે કાંઇ લાગે? તે હસી: પોતે આવી ક્ષુદ્રતા તો કયારની છોડી દીધી હતી.

ત્યારે શા માટે તે જોવા જાય? તરત પ્રેરણા થઇ–કારણ સ્હમજાયું. તે પોતે આ દેશના રાજ્યકાર્યભારની વિધાત્રી હતી; તે આવે પ્રસંગે અદૃષ્ટ રહે તો વિધાત્રીના ધર્મથી ભ્રષ્ટ થાય. આ કારણ ખરૂં છે કે ખોટું તે વિષે ત્હેણે લાંબો વખત વિચાર કર્યો, અને આખેર તે કારણ શુદ્ધ છે એવા નિર્ણય પર આવી. ત્હેણે સ્વારી જોવાનું નક્કી કર્યું.



## પ્રકરણ ૪ થું.
## પૃથિવી વલ્લભ.

મૃણાલવતી સ્વારી જોવા આવવાનાં છે અને આનંદ ઉપર મૂકાયલા અંકૂશો આ પ્રસંગે લઇ લેવામાં આવનાર છે, આ વાત ગામમાં પ્રસરતાં લોકોમાં મ્હોટો ઉત્સવ થઇ રહ્યો. ઘણે વર્ષે દબાઇ રહેલાં હેતો ઉછળ્યાં, અને અદષ્ટ થયેલા મોજ શોખો નજરે ચ્હડ્યા. બીજે દિવસે સવ્હારે ઘરોની અગાશીપર, બારીમાં, હસતાં, કુદતાં, મજાક કરતાં નરનારીઓ દેખાવા લાગ્યાં.

રાજમહેલની અટારી પર રંગબેરંગી લુગડાંથી સજ્જ થયેલી સ્ત્રીઓ શોભી રહી. તેમ્હનાં બધાના મુખપર અણધારેલો આનંદ હતો; ઘણે દિવસે નીરખેલો ઠાઠમાઠ જોઇ તેમનાં હૃદય પણ પ્રફુલ્લ થઇ રહ્યાં હતાં. પણ સ્વારી રાજ્યમહેલના રસ્તા પર આવી પ્હોંચી એમ લાગ્યું કે એક દાસી અંદર ગઇ અને તરત બધી સ્ત્રીઓ શાન્ત થઇ વસ્ત્રાભૂષણો સર્જી કરી અંદરના બારણા તરફ ધાકભરી નજરે જોવા લાગી.

મૃણાલવતી બ્હાર અટારીમાં આવી. ત્હેણે વલ્કલ છોડી સફેત, સાદું વસ્ત્ર પ્હેર્યું હતું. ત્હેની લાંબી ધનુષ્યશી આંખો સ્થિર અને સખત હતી; અને ત્હેના હોઠ દઢતામાં, બીડાઇ રહ્યા હતા. ત્હેનું કદરૂપું મુખ, આ સખ્તાઇથી વધારે કદરૂપું થયું હતું; અને તે જોતાં ત્યાં ઉભેલી સ્ત્રીઓને કમકમાં આવ્યાં.

ત્હેની પાછળ જકકલા, લક્ષ્મી અને વિલાસ આવ્યાં. વિલાસે પણ સફેત વસ્ત્ર પ્હેર્યું હતું. ત્હેનું પાતળું, છટાદાર શરીર, આ વસ્ત્રમાં, ચંદ્રની ઉગતી કલાના જેવું મોહક લાગતું હતું. ત્હેના વદનપર ઉત્સાહ હતો. કેટલે દિવસે ત્હેણે આવો આનંદ અનુભવ્યો હતો એમ સ્પષ્ટ લાગતું હતું.

ડંકાઓએ દિશાઓ ગજાવી ને શરણાઇઓના સૂરે ગગન ભેદાઇ રહ્યું; અને સ્વારી આવી.

પહેલાં ડંકાધારી સાંઢણીઓ આવી, પાછળ વિજયહાકો કરતું પાયદળ આવ્યું. ત્હેની પાછળ ઘુમરીથી ધમકતા ઘોડાઓપર બેઠેલા સ્વારો આનંદમાં હસતા, હાથમાં ભાલાઓ નચવતા આવી પ્હોંચ્યા.

ત્હેની પાછળ માલવી યોદ્ધાઓ ખિન્ન મુખે આવ્યા. તેમના હાથ પીઠ પાછળ બાંધેલા હતા, તેમ્હના વસ્ત્રો ને બખ્તરો લોહીથી ખરડાયેલાં હતાં, તેમ્હના માથાપરથી શીરપાઘો અને હાથમાંથી શસ્ત્રો લઇ લેવામાં આવ્યાં હતાં. થોડા મહિના પર જે યોદ્ધાઓએ માન્યખેટ સર કર્યું હતું તે અત્યારે બન્દીવાન થઇ, નિસ્તેજ બની, આયુધધારી તેલંગી યોદ્ધાઓની મશ્કરીઓ સહેતા તૈલપરાજની વિજય સેના શોભાવી રહ્યા હતા.

આ યોદ્ધાઓ પૂરા થતાં બખ્તર સજેલા ઘોડેસ્વાર તેલંગી ભટ્ટરાજો, અને પછી તૈલપના સામન્તો હાથીએ ચ્હડી એકેક પછી એકેક આવી લાગ્યા. સામન્તો પૂરા થતાં, બધાએ ધ્યાન દઇ જોવા માડ્યું. સો, દોઢસો શસ્ત્રસજ્જીત બન્દીજનો પગે ચાલી આવતા હતા. મૃણાલવતીની નિરૂરસતાએ દેશમાંથી કવિઓને જડમૂલથી ઉખેડી નાંખ્યા હતા, પણ રાજ્યકારભારમાંથી ભાટચારણોને ખસેડ્યા ન્હોતા. આ શૂરવીર બન્દીજનો અત્યારે વિજય મેળવી, હસ્તે મ્હોડે સ્વારીમાં ચાલતા હતા.

તેમ્હની પાછલ પચાસ સાઠ કેદીઓ સાદા વસ્ત્રમાં આવ્યા. તે યોદ્ધાઓ લાગતા ન્હોતા. તેમ્હનાં મુખ સુકુમાર હતા. તેમ્હની ચાલ ધીમી હતી.

"જો!" જેવા આ લોકો આવ્યા એટલે અટારીમાં લક્ષ્મીદેવીએ વિલાસનું ધ્યાન ખેંચ્યું "આ પેલા કવિઓ."

"શું કહ્યું?" સખ્તાઇથી મૃણાલવતીએ પૂછ્યું. ત્હેણે લક્ષ્મીદેવીના શબ્દો સાંભળ્યા હતા.

"બા! આ મુંજરાજના કવિઓ."

"ત્હને કોણે કહ્યું?"

"મહાસામન્તે."

"પૃથિવીવલ્લભને લડાઇમાં પણ કવિઓ વિના ન ચાલ્યું. આ માણસની કિંમત!" તિરસ્કારથી મૃણાલે કહ્યું.

વિલાસ શ્વાસ ઉંચો રાખી એક દષ્ટે આ નવા પ્રકારના મનુષ્યો જોઇ રહી. ત્હેણે કવિઓ વિષે છાનું છુપું ઘણું સાંભળ્યું હતું અને મૃણાલ તેઓને ધીક્કારતી તેથી ત્હેની જીજ્ઞાસા વધી હતી. તેવા પુરૂષોને સદેહે જોતાં ત્હેના મનમાં કાંઇક આનંદ થયો. પણ પોતાનો આનંદ અંતરમાંજ રહ્યો; ત્હેને બહાર ન પડવા દેવાની ત્હેને ટેવ પડી હતી.

સ્વારી આગળ ચાલી. કવિઓનું વૃંદ જતા ડંકા નીશાન સાથે બસો નાગી તરવાર અને

ભાલાઓ સહિત ચાલતા સૈનિકોનો સમૂહ આવ્યો. અને તે સમૂહની પાછળ તૈલપરાજનો હાથી દોડતો આવતો દેખાયો; ત્હેનાપર તૈલપ ને ભીલ્લમ બન્ને બેઠા હતા. તે જોતાં દરેક પ્રજાજને હર્ષનો પોકાર કર્યો; માત્ર રાજ્યમહેલની અટારીપર બધા મૂગે મ્હોડે જોયા કરતા હતાં.

"તૈલપ મહારાજની જય" રસ્તેથી પોકારની ગર્જના આગળ ને આગળ આવી. બધા ધ્યાન દઇ જોવા લાગ્યા.

તૈલપના હાથી પાછળ ચાલતા સૈનિકોનો કોટ બનાવી, તેમાં થોડીક જગ્યા ખુલ્લી રહેવા દીધી હતી. આ ખુલ્લી જગ્યામાં એકજ બન્દીવાન ચાલતો હતો. લોકો ટીકીટીકી જોતા હતા. શું આ માલવાનો મુંજ?

"આ પેલો મુંજ!" જેવા આ સૈનિકો રસ્તાને દૂરને છેડે દાખલ થયા કે મૃણાલે કહ્યું. ત્હેના સ્વસ્થ હૃદયમાં એક ગર્વની ઉર્મિ થઇ આવી; ત્હેના મુખપર સંતોષ છવાઇ રહ્યો. મૃણાલનો આનંદ જોઇ બધાને હિંમત આવી. જક્કલાદેવી બોલ્યાં: "હાશ! આજે નિરાંત થઇ. આ પાપીએ આટલાં વર્ષ જંપીને બેસવાયે દીધાં નહિ."

"ભાઇએ પણ એને કયાં જંપીને બેસવા દીધો?" મૃણાલે હોઠ પીસી કહ્યું: "આજે એની કીર્તિ પણ ધૂળમાં મળી."

"બા! બીચારા મુંજરાજને આમ ચલાવતા શા માટે હશે?" વિલાસે પૂછ્યું.

"ભાગ્યો એના ભોગ" લક્ષ્મીએ કહ્યું.

"બીચારા કેટલાએ શૂરવીરો મૂઆ ત્હેનું વેર લેવાયું" જક્કલાએ કહ્યું.

"જક્કલા! એમ્હાં વેર લેવાની જરૂર નથી." મૃણાલે સખ્તાઇથી કહ્યું. "સત્ય તે જ જીતે. એ અસત્યનો અવતાર હતો ત્હેમાં એનો પરાજય થયો."

"તે બા! એ ઘણો પાપી હતો?" લક્ષ્મીદેવીએ પૂછ્યું. ત્હેના અવાજમાં કટાક્ષમયતા હતી કે કેમ તે જોવા મૃણાલે ઉંચું જોયું; પણ પ્રશ્ન નિર્દોષ લાગતાં ત્હેણે ઉત્તર વાળ્યો "પાપી! એના જેવો કલંકી પૂરૂષ બીજો ધરતીપર નથી. એનો સ્પર્શ થાય તો સાત પેઢી નર્કમાં જાય એવો છે."

"એમ? પણ જૂઓ તો ખરાં. દેખાય છે કેવો?"

મુંજ ધીમે ધીમે મહેલના નીચલા ચોગાન પર આવી લાગ્યો.

"માણસ જેવો—" મૃણાલવતીએ સખ્તાઇથી કહેવા માંડ્યું, જોવા મ્હોડું ફેરવ્યું ને બાકીનો શબ્દ અણબોલ્યો રહી ગયો. ત્હેણે નિશ્ચલ, ઝનૂનભર્યાં નયને મુંજને જોવા માંડ્યો.

સૈનિકોની હારથી થઇ રહેલા ચોગાનમાં તે એકલો ઉભો હતો. ત્હેને શરીરે ન્હોતું, પ્હેરેલા ધોતીયા શીવાય, બીજું વસ્ત્ર, કે વાંસા પાછળ બાંધેલા હાથપરની બેડીયો શીવાય બીજું આભૂષણ. છતાં ત્હેને જોતાં, બધા જોઇજ રહેતા.

ચારે તરફ વિંટાયેલા સૈનિકો ત્હેની આગળ માત્ર છોકરાંજ લાગતાં; આથી, વિજયસેના જાણે ત્હેનીજ શોભાને કીર્તિ વધારતી હોય એવો ભાસ થતો.

ત્હેનું કદ પ્રચંડ હતું, ત્હેનો ઘાટ અપૂર્વ હતો, ત્હેનું મુખ મોહક હતું. ત્હેના લાંબા કાળા વાળ, સુરસરિતાના જલસમા, ત્હેના શંકરશા વિશાળ ખભાપર પથરાઇ રહી, મુખના તેજને ભભકભર્યું બનાવતા; ડંખ ભરવા પાછળ બેંચેલી ફણીધરની ફણાની માફક ત્હેની ભરેલી, લાંબી ડોક, અને પાછળ નાંખેલું માથું ગર્વ અને બેપરવાઇથી જગતનો તિરસ્કાર કરતાં હોય એમ લાગતું હતું; પાછળ સકડાયેલા હાથને લીધે, આગળ આવેલા વિશાળ છાતીના સંગેમરમરના ચોરસા જેવા સ્પષ્ટ, સ્નાયુવાળા વિભાગો દૈવી વક્ષસ્ત્રાણની ગરજ સારી, ત્હેની દુર્ધર્ષતા અને પ્રતાપ દાખવી, દુનીયાને ડારતા હોય તેમ દેખાતું હતું; અને ઘાટીલી પાની પર રચેલા, ધરણી ધ્રુજાવતા બે પગો સ્તંભની માફક કમરના મથાલા પર ઉપલા શરીરને ધારી રહ્યા હતા.

શરીરપરથી આટલું બળ દેખાતું હતું છતાં, માત્ર સ્નાયુઓની સમૃદ્ધિમાંજ ત્હેની અપૂર્વતા સમાઇ જતી ન્હોતી. તે શરીર જીવન્ત માણસનું ન્હોતું—શારીરિક અપૂર્વતાનું સ્વપ્નું હોય એમ લાગતું; અને અંગેઅંગમાંથી દીવ્યતા ઝરતી.

ધીમે ધીમે તે ડગ ધરતો—કોઇ મત્ત ગજેન્દ્રની માફક. તેમ્હાં ન્હોતો ક્ષોભ કે ન્હોતી ખિન્નતા. મૃણાલે ઝનૂનભરી આંખે, એક સચોટ નજરથી આ બધું જોયું—પારખ્યું અને ત્હેના ગુસ્સાનો પાર રહ્યો નહિં. મુંજના વ્યક્તિત્વમાંથી ઝરતા પ્રતાપને લીધે પોતે અધમ હોય, ત્હેના ભાઇની રાજ્યસત્તા ક્ષુદ્ર હોય, આ વિજય ખરૂં જોતાં મુંજનોજ હોય

એવો કાંઇક ખ્યાલ આવ્યો. બલતા અંગાર સમી આંખો ત્હેણે સ્થીર કરી, હોઠ દ્દઢ કર્યા; અને આ ખ્યાલને હસી કહ્ડી ત્હેણે જોયાંજ કર્યું.

રાજમહેલની અટારી આગળ સ્વારી જરા થોભી. મૃણાલ જ્યાં ઉભી હતી તેની નીચેજ એક પગ આગળ રાખી, આખી સેનાને માત્ર દૃષ્ટિપાતેજ અધમતાનો અનુભવ કરાવતો, તે સ્વારી આગળ ચાલવાની વાટ જોતો ઉભો રહ્યો.

"બા!" વિલાસથી ન રહેવાયું "કેવો અદ્દભુત પુરૂપ છે."

વિલાસના ધીમે બોલેલા શબ્દો પણ નીચે સુધી સંભળાયા; અને આંખપર આવેલા કેશો, માથું ઉછાળી પાછા નાંખી મુંજે ઉંચું જોયું, –ઉંચું જોઇ, અટારીમાં ઉભેલી રમણીઓ તરફ નજર નાંખી. એકે એક સ્ત્રીઓ સ્તબ્ધ થઇ ગઇ; કેટલીકોએ ગભરાટમાં છજાનો કહેરો કે પાછલી ભીતપર હાથ મૂકયો.

મુંજે એક સર્વગ્રાહી નજર વિલાસપર નાંખી; પછી વારાફરતી દરેક સુંદરીપર નાંખી; અને આખરે મૃણાલપર ઠેરવી–અને તે હસ્યો. એકાએક નિર્મલ આકાશમાં રવિ ઉગે તેમ મુંજનું સુંદર મુખ જોઇ, મૃણાલ બધું ભૂલી ગઇ–માત્ર જોઇજ રહી. ત્હેને માત્ર એટલુંજ ભાન રહ્યું કે તે મુખપર એક રેખા અધુરી ન્હોતી, એક ભાવનો અભાવ ન્હોતો. વિશાળ ભાલની સ્ફટિકશી નિર્મલતા; મ્હોટી તેજસ્વી આંખોમાંથી ઝરતી મધુરતા; સુંદર લોભાવે એવા હોઠોએ હાસ્ય કરી છોડેલી શરસમી સ્નેહભરી મોહકતા: વદન પર, હાસ્યમાં સ્પષ્ટ દેખાતો વિજય–આટલુંજ ત્હેણે જોયું. તે દીવ્ય મુખમાં કાવ્યની મીઠાશ હતી; તે હાસ્યમાં પુષ્પધન્વાનું સચોટ શરસંધાન હતું. બધી સ્ત્રીઓ ઘેલી થઇ ગઇ; મૃણાલ પલવાર–એકજ પલવાર સ્તબ્ધ બની રહી.

સ્વારી ચાલી. મુંજે ફરીથી ઉંચું જોયું, એક હાસ્યબાણ છોડયું અને આગળ ચાલવા માંડયું. કોઇએ તૈલપરાજ જોયો નહિ, કોઇએ મહાસામન્ત તરફ નજર ન કરી,– બધાંએ નીચાં વળી દૂર ને દૂર જતા પૃથિવી-વલ્લભની પીઠ તરફ જોયા કર્યું.

મૃણાલ બધાથી પ્હેલી સ્વસ્થ બની ઉભી થઇ; અને બધાંનાં હૈયાં પાછાં આવ્યાં. બધી સ્ત્રીઓ મૃણાલનો ધાક ભૂલી મુંજના વખાણ કરવા લાગ્યાં. ગમે તે કારણે પણ મૃણાલના મ્હોં પર ભયંકર સખ્તાઇ વ્યાપી રહી હતી.

"બા!" લક્ષ્મીએ કહ્યું: "મહાસામન્ત કહેતા હતા તે વાત તો ખરી! ખરેખરો પૃથિવી-વલ્લભ છે." મૃણાલે ત્હેની સ્હામું એક પલવાર સ્થીર નયને જોયા કર્યું.

"લક્ષ્મી! ખરેખરો પૃથિવી-વલ્લભ તો તૈલપરાજ છે" સખત અવાજે ત્હેણે કહ્યું.

"પણ શું રૂપ છે!" વિલાસે ટહુકો કર્યો.

એકદમ ગુસ્સામાં મૃણાલે પાસે આવી વિલાસનો કાન મરડી નાંખ્યો. "જરાવારમાં બધું વિસરી ગઇ! હું ન્હોતી કહેતી કે આવી જગ્યાએ બાલકોને ન લાવવાં જોઇએ. જરા રૂપ જોયું કે આમ ગાંડાં થશો તો તમ્હારૂં થશે શું. જુઓ! મ્હને કેમ કાંઇ નથી થતું? જાઓ. તમ્હારાંમાંનાં જ્હેને મનમાં આનંદનો ઉમળકો પણ આવ્યો હોય તે જાઓ ને પ્રાયશ્ચિત શરૂ કરો." સિંહણની ગર્જના પૂરી થઇ: અને ગભરાયેલી હરિણીઓ ઝપાટાબંધ ત્યાંથી ચાલી ગઇ.

## પ્રકરણ ૫ મું.

### વરદાન.

ત્યાંથી મૃણાલ દૃઢતાથી ચાલી ગઇ. ત્હેને અત્યારે પોતાની વૈરાગ્ય બુદ્ધિની પૂર્ણતાનો ખ્યાલ આવ્યો: માણસમાં રૂપ તો હતું– સાધારણ માણસ ગાંડું પણ થાય; પણ પોતે કેવી તેવી ને તેવી સ્વસ્થ અને સાત્વિક રહી હતી.

"તું શા સારૂ સ્તબ્ધ બની જોઇ રહી?" અંતરમાંથી અણધારેલો પ્રશ્ન ઉભો થયો.

"હું!" ત્હેણે વિસ્મય થઇ પોતાના અંતરને મનમાં ને મનમાં જવાબ આપ્યો. "હું તો માત્ર મ્હારા ભાઇના દુશ્મનને જોતી હતી. મ્હારે શું? મ્હારા હૃદયમાં કયાં વિકાર થયો છે? હું તો માત્ર એટલુંજ જોતી હતી કે માણસ અધમતાને ઉંડાણે પ્હોંચે, પછી કેવો લાગે. સ્તબ્ધ! હું સ્તબ્ધ! એ તો માત્ર એકાગ્રતા. વિવેક બુદ્ધિ ભ્રષ્ટ થાય તો માણસ સ્તબ્ધ બને" એમ કહી પોતાની પૂર્ણતાના ગર્વમાં તે મલકાઇ રહી.

ડંકાના ગગડાટથી ત્હેને લાગ્યું કે સ્વારી ઉતરી, એટલે ધીમે ધીમે તે રાજ્ય મહેલના દરવાજા તરફ ગઇ. આવા અપ્રતિમ વિજયથી ત્હેના મનમાં ઉદ્દભ્વેલી હોંસ હવે જતી રહી હતી; અને ત્હેના હૃદયમાં કાંઇક સ્વસ્થતા આવી હોય એમ ત્હેને લાગ્યું. ત્હેને સંતોષ થયો: આ ત્હેના વૈરાગ્યની નિશ્ચલતા! શું હૃદયમાં અસ્પષ્ટ

ખિન્નતા કે ચણચણાટ લાગતો હતો? ત્હેણે એ વિચારજ હસી કહાડ્યો. ત્રીસ વર્ષના અભ્યાસે નિર્વિકાર થયેલા ત્હેના હૃદયમાં ખિન્નતા કે ચણચણાટ!

દરવાજા આગળ તે જઇ પ્હોંચી, એટલે ત્યાં ભરાયેલી રાજ્યપુરૂષોની ઠઠમાં શાન્તિ



“બા!” વીલાસથી ન રહેવાયું, “કેવો અદ્ભુત પુરૂષ છે.” વીલાસના ધીમે બોલેલા શબ્દો પણ નીચે સુધી સંભળાયા. મુંજે ઉંચું જોયું–કંઇ જોઇ અટારીમાં ઉભેલી રમણીઓ તરફ નજર નાખી.

પ્રસરી રહી. બધા મૂગા બની તૈલંગણની ભાગ્યવિધાત્રીની સ્વસ્થ, સખત અને સાદી પણ ભયંકર મૂર્તિ તરફ જોઇ રહ્યા. ત્હેની આંખની પલક, ત્હેના મ્હોંપરનો ભાવ એ તેમ્હને મન ભાગ્યરેખા પારખવાના સાધનો હતાં.

તે આવી. સ્વારી ઉતરવાની વિધિ પૂરી કરી આવેલા તૈલપરાજે ત્હેને સાષ્ટાંગદંડવત પ્રણામ કર્યા, અને ત્હેના ચરણની રજ પોતાના માથાપર મુકી.

તૈલપનું રૂપ, ત્હેનો ઘાટ મૃણાલના જેવોજ હતો. માત્ર મુખપર શીતળાનાં કદરૂપાં ચિન્હો ન્હોતાં; શરીર રેખાઓ મરદની–સ્પષ્ટ ને મૃદુતા વિનાની હતી; આંખો જરા ન્હાની અને ઉંડી હતી. મૃણાલના મ્હોંપર સખ્તાઇ હતી; તૈલપના મુખપર ક્રૂરતા હતી.

તૈલપ કઠોર હૃદયનો, ગણત્રીબાજ અને પ્હોંચેલ હતો. મૃણાલે આપેલી કેલવણીને પ્રતાપે ત્હેનામાં આર્દ્રતાનો અંશમાત્ર પણ રહ્યો ન્હોતો, માત્ર જહેણે માના ભાવથી ત્હેને ઉછેર્યો, પિતાની પ્રિતિથી કેળવ્યો, અને અધિષ્ઠાતા દેવી બની ચક્રવર્તિ બનાવ્યો તે બ્હેનને માટે ત્હેને અથાગ પ્રેમ અને અનહદ માન હતાં, ત્હેની બુદ્ધિ અને પવિત્રતામાં અડગ શ્રદ્ધા હતી.

પ્રણામ કરી રહેલા તૈલપને ઉઠાડતાં મૃણાલે કહ્યું: “રણરંગભીમ! સો શરદો જીવજે અને પૃથિવીવલ્લભ ખરેખરો થજે.”

“તમ્હારો આશીષ” કહી તૈલપ ઉભો થયો અને પાછળ ઉભેલા ભીલ્લમરાજ તરફ ફર્યો “બા! મહાસામન્તને પણ આશીર્વાદ દો; આજે એનેજ પ્રતાપે હું જીત્યો, અને મુંજ પકડાયો.”

મૃણાલ જરા હસી. “ભીલ્લમરાજે તે વાત તે ક્યારની કહી. એને તો મ્હારા સદાયે આશીર્વાદજ છે–કે ઘણું જીવે ને તૈલપરાજના સામન્તોમાં પ્રથમ સ્થાન ભોગવે.”

ભીલ્લમે હોઠ કરડી, નીચું વળી પગે લાગ્યો.

“ચાલ ભાઇ! હવે બખ્તર કહાડી સ્વસ્થ થા” કહી મૃણાલે તૈલપને સાથે લીધો. તૈલપે પાછા ફરી કહ્યું: “ભીલ્લમરાજ! તમ્હે પણ ચાલો. જરા કામ છે.”

ભાઇ બ્હેન આગળ અને સામન્ત પાછળ એમ ત્રણે જણાં મૂગાં મૂગાં અંતઃપુરમાં ગયાં; અને લોકો ધીમે ધીમે વિખરાઇ ગયા.

અંદરના ખંડમાં નીચે મ્હોડે, માત્ર નેત્રોથીજ આનંદ અને ઉત્સાહ દાખવતી જક્કલાદેવી અઘોડવયે પણ નણંદની મર્યાદાથી નવોઢા જેવી, પતિની વાટ જોતી હતી. તૈલપે આવી પોતાના બખ્તરના અંગો અને આયુધો એક પછી એક ઉતાર્યાં. અને રાણીએ તે લઇ જઇ, મૂગે મ્હોડે પોતાના સ્વામીનો સત્કાર કર્યો.

તૈલપ નિવૃત્ત થયો એટલે મૃણાલ તકીયે બેઠી હતી ત્હેની પાસે આવી બેઠો, અને ભીલ્લમ સ્હામું પગ વાળી બેઠો. જક્કલાએ નણંદ પાસે ત્યાં રહેવાની રજા–આતુર આંખો વડેજ–માંગી: પણ રજા ન મળવાથી તે ચાલી ગઇ.

"બોલો બ્હેન! હવે આ મુંજનું શું કરીએ?"

મૃણાલ જવાબ આપતાં પહેલાં, પલવાર સખ્તાઇથી ભાંય સ્હામું જોઈ રહી. તે પલમાં મુંજનું પ્રતાપી, હસતુ મ્હોડું ત્હેની આંખ આગળ આવ્યું.

"એને!" દાંત પીશી મૃણાલે કહ્યું. "એને–પાપાચારીને સખતમાં સખત શિક્ષા કરવી જોઈએ."

"કાલે એનો વધ કરાવીએ." દૃઢતાથી તૈલપે કહ્યું. ત્હેની ઉંડી, ક્રુર આંખોમાં વિષ વ્યાપી રહ્યું.

"એ કાંઇ સાધારણ દુશ્મન નથી. એણે ત્હને કરવામાં શું બાકી મૂકી છે? ત્હારા દેશની સ્ત્રીઓને જીતે છોકરે વંઝા કરી મૂકી છે. ત્હારી પાસે અવન્તીમાં અનેક વાર પગ ધોવડાવ્યા છે–ત્હારી અને મ્હારી કીર્તિ કલંકીત કરવા અનેક કાવ્યો રચ્યાં છે ને રચાવ્યાં છે. એને તો રીબાવી રીબાવી મારવો જોઇએ ત્યારેજ, ત્હારૂં વેર વળે તેમ છે."

"ત્યારે ત્હેનો શો રસ્તો?" તૈલપે વિચાર કરતાં કહ્યું.

"ભીલ્લમરાજ! તમ્હે શું ધારો છો?" મૃણાલે પૂછ્યું.

"બા! કેદ કરેલા રાજાનો વધ કરવામાં મ્હને વડાઇ નથી લાગતી. એને રીબાવો, જોઇએ તેટલો; પણ એનું શિર સદા અસ્પર્શ્ય ગણવું જોઇએ."

"મહાસામન્ત! વધ તે વધ–યુદ્ધમાં કે શૂલી પર. મ્હને બહુ ફેર દેખાતો નથી." તૈલપરાજે જરા તિરસ્કારથી કહ્યું.

"ના ભાઇ! મહાસામન્તની વાત મ્હને યોગ્ય લાગે છે. એને વધ કરવામાં શો ફાયદો? એનું મ્હોટું પહાડ જેવું શરીર ક્ષીણ થઇ જાય, એની આંખો નિસ્તેજ બને, એનાં મ્હોડા પરનું હાસ્ય જઇ દીનતા આવે, અને ત્હારી મહેરબાની યાચતાં યાચતાં એની જીભ ઘસાઇ જાઇ–એનો ગર્વ ગળી જાય–ત્યારેજ સોળ સોળ વખત ત્હને ખવડાવેલી હારનો બદલો વળે." જાણે સામાન્ય વાત કરતી હોય એવી શાન્તીથી મૃણાલે આ ભયંકર વાક્યો ઉચ્ચાર્યાં.

તૈલપના મ્હોડાપર સંતોષ પ્રસરી રહ્યો "ખરી વાત છે, બા! પણ એનો ગર્વ ગળવો સ્હેલ નથી એમ લોકો કહે છે."

"વાતો, બીજું કાંઇ નહિં" તિરસ્કારથી મૃણાલે કહ્યું: "હું જોઇશને કે એનો કેમ ગર્વ રહે છે."

"તમ્હે?" ચકિત થઇ તૈલપે પૂછ્યું.

"હા. અવન્તી બેઠાં બેઠાં એણે મ્હારે માટે કાંઇ ઓછું કહ્યું છે, ને ગવાડ્યું છે? હવેજ જોઇશ કે એ મ્હોડા મ્હોડ શું કહેવાની હિંમત ધરાવે છે. એને ક્યાં પૂર્યો છે?"

"રાજ્યમહેલના ભાંયરામાં" તૈલપે કહ્યું.

"ઠીક. હું સાંજના એને મળીશ. પછી બીજાનું શું?"

"મ્હે કાર્તવીર્ય પાસે સામન્તોને પૂછાવ્યું છે કે મ્હારી ચાકરી તેઓ સ્વીકારવા તૈયાર છે કે નહિં. જે નહિં હશે ત્હેનો કાલે વધ. બાકીના યોદ્ધાઓને પણ કાલેજ પૂરા કરાવીશું."

"ઠીક."

"ભીલ્લમરાજ!" તૈલપે કહ્યું. "બા પણ છે એટલે ઠીક. હવે બોલો. તમ્હારે જે વરદાન જોઇએ તે હાજર છે. આ વખતે તમ્હારી સેવાનો બદલો જે વાળું તે ઓછો છે."

"એમ્હાં તો તમ્હારી વડાઇ છે. મહારાજ!" જરા ધીમે ધીમે ભીલ્લમે કહ્યું. "મ્હેં જે કાંઇ કર્યું તે કાંઇ બદલા માટે નથી કર્યું."

"મહાસામન્ત!" મૃણાલે કહ્યું. "વર માંગવો એ તમ્હારો અધિકાર છે."

"બા! હું માગું અને તમ્હને આપવો ન રૂચે તો પછી મ્હારૂં પણ જાય ને તમ્હારૂં પણ જાય" મહાસામન્તે મૃણાલ સ્હામું જોઇને કહ્યું.

"તમ્હારી વિવેકબુદ્ધિમાં ને મહારાજાની ઉદારતામાં મ્હને શ્રદ્ધા છે. તમ્હે કહો છો એવું બનેજ નહિં."

"ઓહો!" તૈલપે મીઠું હસીને કહ્યું. "બોલો, ખંચાવ નહિં. તમ્હારી મૈત્રીથી બીજું કાંઈ વધારે વ્હાલું મ્હને નથી."

મહાસામન્ત થોડીવાર આ ભાઇ બ્હેનની ભયંકર જોડી તરફ જોઇ રહ્યો; અને પછી ધીમે ધીમે કહેવા લાગ્યો.

"મહારાજ! મ્હારા હૃદયમાં એકજ ઉર્મિ છે. તે આપ જાણો છો."

"શું?"

"વિલાસનું પાણિગ્રહણ સત્યાશ્રય કુંવર કરે એજ."

મૃણાલ હસી પડી. "અરે શું મહાસામન્ત! તમ્હે પણ આ વર માંગવા આટલો વિચાર! એ વર તો કયારનો મળી ચૂકયો છે."

"પણ મ્હને એમ કે એ લગ્ન જેમ વ્હેલાં થાય તેમ સારૂં."

"તે તો મ્હેં નક્કી કર્યું છે." મૃણાલે કહ્યું.

"શું?"

"આવતે મહિને. મ્હેં કયારનું મુહૂર્ત પૂછી મુકયું છે. અને હવે તો આ વિજય-સમારમ્ભ સાથેજ તે કરી નાખીશું."

"ભીલ્લમરાજ!" હસીને તૈલપે કહ્યું. "કાંઇ બીજું માગો. તમ્હે તો મ્હને શરમાવો છો. શું મ્હારી પાસે એવું કાંઇ નથી કે જે મળે તમ્હે રાચો?"

ભીલ્લમ વિચારમાં પડયો. તૈલપને તે સારી રીતે ઓલખતો હતો. ત્હેને મ્હોટાઇ જોઇતી હતી, વરદાનથી મળતો મહિમા જોઇતો હતો, અને પોતાના જ્હેવાને રીઝવી ત્હેનો અસંતોષ દૂર કરવો હતો. પણ તે એ પણ સારી રીતે જાણતો હતો કે ત્હેમને ન રૂચે એવો જો એ વર માગે તો તેઓ કદી આપે નહિં, અને આપે તો બીજી પલે છીનવી લે. ત્હેને અને લક્ષ્મીદેવીને પોતાને દેશ જવાનું ઘણું મન હતું; પણ ત્યાં જવાની ઇચ્છા દર્શાવાય તે બને એવું ન્હોતું. એટલે, તે વર માંગી, મેળવવામાં નિષ્ફલ બનવું અને અપમાન વેઠવું ત્હેના કરતાં પરાધિનતાનું દુઃખ વેઠવું તે એને ડહાપણ ભરેલું લાગ્યું. એકદમ એને એક વાત યાદ આવી. જે પલે તે મુંજને પાડી ત્હેના પર ચ્હડી બેઠો, અને બળજોરીથી ત્હેનાં શસ્ત્રો લઇ લીધાં તે પલે મુંજે ત્હેના કાનમાં કહેલાં શબ્દો ત્હેને યાદ આવ્યા "ભીલ્લમ" ત્હેણે કહ્યું હતું "મ્હારૂં ભલે ગમે તે થાય, પણ મ્હારા કવિઓને સંભાળજે." તે શબ્દો વિજયના ઉત્સાહમાં તે વિસરી ગયો હતો; અત્યારે તે યાદ આવ્યા.

અન્તરમાં મુંજ માટે માન પ્રગટયું. હારી જતી પલે, યમરાજના આવ્હાને મગજ ગાંડું થઇ જાય તે વખતે પણ આ પુરૂષ પોતાના મિત્રોને વિસરી નહિં ગયો. કયાં તે પૃથિવીવલ્લભ ને કયાં આ ત્હેનો વિજેતા! ભીલ્લમને આ વિચાર આવતાં, તે દ્રઢતાથી બોલ્યો:

"મહારાજ! આપના રાજમાં મ્હારે શી ખોટ છે? પણ એક વસ્તુની યાચના કરૂં—જો આપની રજા હોય તો."

"શું છે? કહી નાંખો" મૃણાલે જરા તીક્ષ્ણતાથી ભીલ્લમ સ્હામું જોઇ કહ્યું.

"માલવાના કવિઓને જીવતા જવા દો" ઉતાવળથી ભીલ્લમે કહી નાંખ્યું.

તૈલપ હસ્યો; મૃણાલનાં ભવાં સંકોચાયાં.

"માગી માગીને આ માગ્યું?" તિરસ્કારથી મૃણાલે કહ્યું.

"બા! મ્હારા પૂર્વજો કવિગણત્રાતા કહેવાતા. હું તો તેમ્હાનું કાંઇ કરી શકયો નથી. માત્ર આ એક તક મળી છે."

"એવા પાપીઓથી ભૂમિ ભારે મરશો તેમ્હાં તમ્હારૂં શું વળશે?" મૃણાલે કહ્યું.

"ભીલ્લમરાજ!" રાજાએ કહ્યું "આવાં જન્તુઓનો જીવ બચાવ્યા કરતાં બીજી ઘણી વસ્તુઓ માંગવા જેવી છે."

દ્રઢતામાં ભીલ્લમના હોઠ બીડાયા. "મ્હારાજ! આપને મ્હારી યાચના નહીં સ્વીકારવી હોય તો આપ માલીક છો. આપે કહ્યું ત્યારે માંગ્યું; નહિં તો હું કાંઈ માંગવા ન્હોતો બેઠો."

"પછી એમને છોડવી શું કરશો?" તૈલપે પૂછ્યું.

"આપ કહેશો તે. મ્હારે એમ્હનું કામ નથી."

"ઠીક છે." મૃણાલે કહ્યું "એ બધા પાસે મુંજની અપકીર્તિ ગવાડીશું."

"તે આપની ધ્યાનમાં આવે તેમ કરજો. મ્હારે તો એ જીવતા રહે એટલે બસ."

"વારૂ જાઓ" તૈલપે બ્હેન તરફ જરા નજર નાંખી કહ્યું "એમ્હને જીવતા જવા દીધા. થયું? પણ છુટા ફરવા દેશો નહિં."

"જેવી આજ્ઞા. મ્હારા મહેલના ભોંયરામાં રાખીશ." ભીલ્લમે જોયું કે હવે વધારે બેસવામાં માલ નથી. "મહારાજ! ત્યારે રજા—"

"હા. જાઓ. સભામાં આવી પ્હોંચજો."

"જેવી આજ્ઞા." કહી ભીલ્લમે રજા લીધી.

"ભાઇ!" મૃણાલે કહ્યું "મ્હને આ માણસમાં વિશ્વાસ બેસતો નથી."

"માણસ તો નિખાલસ છે. માત્ર એની બૈરી એને જંપીને બેસવા દેતી નથી. તેથી તો મ્હેં એને વર માંગવા કહ્યું."

"આ અકલંકચરિત આવ્યો કે શું?" કોઇનાં પગલાં આવતાં સાંભળી, મૃણાલે પૂછ્યું. તૈલપ માત્ર બારણા તરફ જોઇ રહ્યો.

એક યુવક આવ્યો. ત્હેની ઉમ્મર વીશ બાવીશ વર્ષની લાગતી, અને ત્હેનું મ્હોં તૈલપના જ્હેવુંજ હતું. ત્હેની સીધી, સશક્ત, કાઠી પર અણમોલું બખ્તર દીપતું, ને માથાપર એક ન્હાનો મુગટ ત્હેના સ્વરૂપવાન મુખનાં ગૌરવમાં વધારો કરતો. ત્હેણે આવી મૃણાલને દંડવત પ્રણામ કર્યા, અને તૈલપને નમસ્કાર કરી તે પગ વાળી હાથ જોડી બેઠો.

"બેટા સત્યાશ્રય! શું કર્યું?"

"પિતાજી!" ગંભીર અવાજે કુંવરે કહ્યું: "મહેલના ભોંયરામાં હાલ તો મુંજને નાખ્યો છે, ને ભીમરસ સામન્તને ત્યાં ચોકી કરવા રાખ્યા છે."

"ઠીક કર્યું."

"—ને એક લાકડાનું પાંજરૂં બનાવવાનો હુકમ આપ્યો છે."

"શાબાશ" તૈલપે કહ્યું. "સત્યાશ્રય! ત્હારાં લગન નક્કી કર્યાં છે."

"જી."

"આ ઉત્સવમાં તે પણ ઉત્સવ શોભશે." મૃણાલે કહ્યું. "જા. હવે તું જઇ નિવૃત્ત થા."!

"જેવી આજ્ઞા" કહી તે ઉઠ્યો.

"પણ જો. પછી વિલાસવતિને મળી આવજે."

"જી" કહી સત્યાશ્રય કુંવરે ત્યાંથી રજા લીધી.

## પ્રકરણ ૬ ઠું.

## રસનિધિ.

રાજાએ વચન આપતાં તો આપ્યું ખરૂં, પણ રખે તે પાછું ખેંચી લે એવો ડર ત્હેને લાગ્યો, એટલે ભીલ્લમ ત્યાંથી બારોબાર જ્યાં માલવાના કવિઓને કેદમાં પૂર્યા હતા ત્યાં ગયો.

જે ભદ્રરાજ કવિઓની ચોકી કરતો હતો તે રાજાનું વરદાન સાંભળી વિસ્મય થયો, અને ત્હેણે કારાગ્રહનું બારણું મહાસામન્તને ઉઘાડી આપ્યું.

ત્હેને જોઇ ત્યાં બેઠેલા પુરૂષોમાં ખલભલાટ થઇ રહ્યો.

"કવિરાજો! ક્ષમા કરજો." ભીલ્લમરાજે નમ્રતાથી કહ્યું. "મ્હારા આતિથ્યનો સત્કાર કરો એવી પ્રાર્થના કરવા આવ્યો છું."

એક સુકુમાર, નીચો, અને સ્વરૂપવાન યુવક ઉભો થઇ સ્હામું આવ્યો, અને હસીને પૂછ્યું:

"કોણ તમ્હે યમરાજ છો?"

ભીલ્લમ આ પુરૂષની કાન્તિ જોઇ રહ્યો.

"હું?—ના. કેમ?"

"શુષ્ક મૃણાલવતીના ગામમાં યમરાજ શિવાય અમ્હારો કોણ અતિથિસત્કાર કરે?" એક બીજો આવી બોલ્યો.

"ધનંજય" પેલા યુવકે કહ્યું "આ યમરાજ પોતે નથી; ત્હેના દૂતમાં શ્રેષ્ઠ એવો સ્યૂનદેશનો નરાધિપ છે."

ભીલ્લમ હસ્યો "ના. હું માત્ર મહાસામન્ત છું, હું યમદૂત નથી;–પણ તમ્હને આ જીવતા નર્કમાંથી બચાવવા આવ્યો છું."

ધનંજયે* કહ્યું: "પૃથિવી–વલ્લભ વિનાની નિસ્તેજ પૃથ્વીમાં કાંઇ જવા જેવું નહિ રહ્યું હોય."

"ના! મહારાજે તમ્હને જીવિતદાન આપ્યું છે. તમ્હે બધા મ્હારે ત્યાં પધારો."

આ સાંભળી બધા ચકિત થઇ ગયા, અને હોંસમાં આવી, ઉભા થઇ, ભીલ્લમને વિંટાઇ વળ્યા.

"તમ્હારૂં નામ તો ધનંજય."—

"હા."

"ને તમ્હારૂં?" પેલા સ્વરૂપવાન યુવક તરફ ફરી મહાસામન્તે પૂછ્યું.

"મ્હારૂં?" જરા ખંચાઇ પેલા યુવકે કહ્યું.

"એનું નામ રસનિધિ" ધનંજયે ઉમેર્યું "ને આ પદ્મગુપ્ત.—"

"હા. મ્હારૂં નામ રસનિધિ" કહી રસનિધિ ભીલ્લમ સાથે ચાલ્યો, અને બધા ત્હેની પાછળ ચાલ્યા.

રસ્તે ચાલતાં ભીલ્લમે ધ્યાનપૂર્વક જોયું. રસનિધિની સુકુમારતાના પ્રમાણમાં ત્હેનું શરીર ઘણું મજબુત લાગતું, અને શૂરવીરોના

* દશરૂપનો કર્તા.

શરીરો પારખવાની ટેવ હોવાથી મહાસામન્તને લાગ્યું કે આ પુરૂષ બખ્તરમાં સારો શોભે. તે પોતાના વિચારથી મનમાં હસ્યો. આ બીચારાને બખ્તરમાં, ને યુદ્ધમાં કૌશલ્ય શું?

મૂગે મ્હોડે મહાસામન્ત રાજમહેલની પાસેજ આવેલા પોતાના મહેલમાં આવ્યો અને પોતાના પરિચરોને આ કવિરાજોનું આતિથ્ય કરવાનો હુકમ કર્યો.

"કવિરાજ!" ધનંજય તરફ ફરી ભીલ્લમે કહ્યું "આપને એક તસ્દી આપવાની છે."

"મ્હને? શું?" ધનંજયે પૂછ્યું.

"મ્હારી સ્ત્રી ને પુત્રીએ ઘણા વખતથી કવિરાજોના દર્શન કર્યાં નથી. આપ મ્હારી સાથે આવશો?"

"જે દેશમાં કવિઓ દુર્લભ હોય ત્યાં સ્વરૂપમાંથી સૌંદર્ય જાય, રાજામાંથી ટેક જાય, અને સ્ત્રીઓમાંથી આર્દ્રતા જાય એમાં શું નવાઇ?" રસનિધિએ તિરસ્કારથી કહ્યું.

"કવિરાજ! આપ આવશો?"

"હું?" ફરીથી ખંચાઇ રસનિધિએ પુછ્યું.

"હા. શું હરકત છે?"

ધનંજયે ધ્યાનથી રસનિધિ તરફ જોયું.

"રસનિધિ! હા તું પણ ચાલ. ચાલો સ્યૂનરાજ!" કહી તે અને રસનિધિ ભીલ્લમરાજની સાથે અંતઃપુરમાં ગયા.

ભીલ્લમરાજે ત્હેના પૂર્વજોનું બીરૂદ 'કવિકુલત્રાતા' આજે રાખ્યું હતું; અને ઘણે દિવસે આવા સંસ્કારી પુરૂષોની સોબત ત્હેને મળી હતી. આથી ત્હેનું હૈયું આનંદ અને ગર્વથી મલકાતું હતું.

લક્ષ્મીદેવી હજુ રાજમહેલથી આવ્યાં ન્હોતાં, અને વિલાસ શંકરના મન્દિરમાં હતી. ભીલ્લમે એક માણસને વિલાસને તેડવા મોકલ્યો, અને પોતે ધનંજય ને રસનિધિને લૈઇ પાછલ આવેલી વાડીમાં એક વિશાળ પિપળાના થાલા પર જઇ વાત કરવા લાગ્યો.

"બાપુ—" થોડી વારે વિલાસનો અવાજ આવ્યો.

"કોણ વિલાસ! બેટા!"

વિલાસ પાસે આવી એટલે મહાસામન્તે કહ્યું: "આમ આવ. ત્હારે કવિઓ જોવા હતા ને. લે આ રહ્યા."

વિલાસે બે કવિઓ તરફ જોયું, અને જરા ગભરાઇને ઉભી રહી.

"આ કવિરાજ ધનંજય. એની ખ્યાતિ તો મ્હારા સ્યૂનદેશ સુધી પણ આવી હતી."

વિલાસે નીચા વળી નમસ્કાર કર્યા.

"પુત્રી! રાઘવ સમા નરેશની અર્ધાંગના થઇ, સૂર્ય સરખા તેજસ્વી પુત્રોની માતા થજે" આડમ્બરથી ધનંજયે કહ્યું.

"આ કવિવર રસનિધિ."

શરમથી અડધું નીચું જોતા, જીજ્ઞાસામાં અડધી ઉંચી આંખો રાખી વિલાસે રસનિધિ પર નજર ઠારી. વિલાસને ત્હેનું મુખ કાંઇ વિચિત્ર લાગ્યું; એ વિચિત્રતા શી હતી, એની ત્હેના પર શી અસર થઇ, ત્હેની ત્હેને ખબર પડી નહિ.

"ભગવતિ! હું શું આશીર્વાદ આપું?" રસનિધિએ હસીને પુછ્યું "સુધાનાથને વરજો ને સુધા ચાખી, અનેરાં આનંદો અનુભવજો."

વિલાસવતીને કાંઇ આશીર્વાદનો અર્થ સ્પષ્ટ સ્હમજાયો નહિં; પણ મહાસામાન્ત ખડખડ હસી પડયો.

"કવિરાજ! આ અવન્તી ન્હોય."

"હાસ્તો. નહિ તો હું આવી સ્થિતિમાં હોઉં?"

"અમ્હારે ત્યાં તો સુધાનાથ સુકાઇ ગયા છે, ને આનંદ અનુભવવો એ તો પાપની પરિસિમા છે."

"હેં!"

"મૃણાલબાનો તમ્હે વૈરાગ્ય જોયો નથી. અને આ વિલાસ પણ શું? એણે પણ અત્યારથી તપશ્ચર્યા શરૂ કરી છે."

"શા માટે?" ધનંજયે પૂછ્યું.

"કવિરાજ! તેલંગણની ખુબીયો ન્યારી છે."

"પણ આટલી કન્યાને એ શું?"

"વિલાસનું લગ્ન સત્યાશ્રય કુંવર જોડે થવાનું છે. અને માન્યખેટની ગાદીપતિની પટ્ટરાણીને લાયક કેલવણી જોઇએને?" જરા અસ્પષ્ટ કટાક્ષમયતાથી ભીલ્લમે કહ્યું: "કેમ ખરૂં કેની વિલાસ?"

વિલાસ હસીઃ બન્ને કવિઓ દયાથી ત્હેની સ્હામું જોઇ રહ્યા.

"એટલે હૃદયનાં ઝરણાં સુકાય ત્યારે પટ્ટરાણીની પદવી પમાય?" ધનંજયે પૂછ્યું.

"અમ્હારા મૃણાલબાની એવી માન્યતા છે. બેસની વિલાસ! આવ. હું આ બધા

કવિઓને છોડવી લાવ્યો. હવે એ આપણે ત્યાં રહેશે." વિલાસ આવી ભીલ્લમ પાસે ઉભી રહી. અને મૂગે મ્હોડે ત્રણે જણ સ્હામું જોઇ રહી.

ત્હેને એક અપરિચિત અનુભવ થતો હતો. આ લોકોનો પહેરવેશ વિચિત્ર હતો; તેમ્હની રીતભાત સ્વચ્છંદી, ટાઢાશ વિનાની હતી; તેમ્હની વાતચીતમાં ગાંભીર્ય અને સંયમ–જે ગુણોની ત્હેને ભકત બનાવવામાં આવી હતી ત્હેનો અભાવ હતો; તેમ્હના મ્હોંપર સખ્તાઇ કે ડહાપણનો અંશ ન્હોતો. અને આ બધાને લીધે ત્હેને વાતાવરણ કાંઇ અસ્વાભાવિક લાગ્યું; અને તેથી ત્હેના હૃદયમાં કાંઇ આઘાત થતો હોય, દુ:ખ થતું હોય તેમ લાગ્યું–અને આઘાત અને દુ:ખ એવાં આકર્ષક લાગ્યાં કે ત્યાંથી જવાનું મન થયું નહિ.

"ત્યારે તમ્હારે ત્યાંથી કવિઓને દેશનિકાલ કરવામાં આવ્યા છે એ વાત ખરી." રસનિધિએ પૂછ્યું. "મ્હેં તો ગપ ધારી હતી."

"અમ્હારે ત્યાં જે ન થાય તે ખરૂં" ભીલ્લમે કહ્યું.

"તમ્હારે ત્યાં કવિતા નહિં, રસ નહિં, આનંદ નહિં.—પછી શું રહ્યું?"

"બોલ વિલાસ! જવાબ દે."

ધીમેથી ઉંચું જોઇ ત્હેણે રસનિધિની સ્હામું જોયું, અને કહ્યું: "ત્યાગ–શાન્તિ."

"કેટલા માણસોએ ખરેખરા ત્યાગ ને શાન્તિ અનુભવ્યાં છે?"

"અમ્હે તો બધા દેવો છીયે." ભીલ્લમે હસતાં હસતાં કહ્યું.

"દેવો પણ આનંદની મૂર્તિઓ છે; તમ્હે તો પાષાણ થવા મથો છો."

"અત્યારે દેવી હોય તો ત્હેને આ તમ્હારી વાતમાં બહુ રસ પડે."

"બીજું બધું ચંચલ છે–નિશ્ચલ માત્ર એક શાન્તિ." પોપટની માફક વિલાસે સૂત્ર કહ્યું.

"ના તે પણ ચળે એવી છે; નિશ્ચલ માત્ર આનંદ."

વિલાસ જરા તિરસ્કારપૂર્વક હસી.

"શાન્તિ વિના આનંદ કેમ આવે?"

"સુખના અનુભવથી."

"તે તો ક્ષણિક."

"કોણે કહ્યું. રસિકતા હોય તો શાશ્વત સુખ મળે."

"દેવી હજુ કેમ નથી આવ્યા! લાવ હું માણસને મોકલું" કહી વાતમાં ઝાઝો રસ નહિ પડવાથી મહાસામન્ત ઉઠયા "તમ્હે વાત કરો. હું આ આવ્યો." કહી ભીલ્લમ ધનંજયને લઇ દૂર ગયો.

ભીલ્લમ ઉઠયો એટલે ધનંજયે પાસે આવેલા સરવરીયા તરફ નજર કરી ઉઠવા માંડયું.

## પ્રકરણ ૭ મું.

### રસિકતા.

"રસિકતા શું?" વિલાસે પૂછ્યું.

રસનિધિએ આંખો ફાડી "તમ્હને ખબર નથી?"

"ના."

"તમ્હે કાવ્ય સાંભળ્યાં છે?"

વિલાસ હસી "તમ્હારા ભર્તૃહરિનું વૈરાગ્ય શતક સાંભળ્યું છે."

"શૃંગાર શતક સાંભળ્યું છે?"

વિલાસે સખ્તાઇથી ઉંચું જોયું "એ તો પાપાચારી માટે."

રસનિધિ હસ્યો "કાંઇ નાટક જોયો છે?"

"છેક ન્હાની હતી ત્યારે સ્થૂનદેશમાં જોયો હતો. પણ યાદ નથી."

"ચંદ્રની જ્યોત્સ્નામાં પડયાં પડયાં કોઇ દિવસ ગાયું છે?"

"ના. ચંદ્રના તેજમાં ફરવું મ્હારે ત્યાજ્ય છે."

રસનિધિ ગાંભીર્યથી ત્હેની સ્હામું જોઇ રહ્યો.

"ત્યારે તમ્હને રસિકતાનું કયાંથી ભાન હોય? તમ્હારી પાસે આ બધું કોણ કરાવે છે?"

"હું મ્હારી મેળે કરૂં છું.–મૃણાલબા માત્ર સૂચના કરે છે."

"એ બધું કરવાનું શું કારણ?"

"ત્યાગવૃત્તિ કેળવવા."

"એમ કેળવાય? તમ્હે શું ત્યાગ કરો છો ત્હેનું તો તમ્હને ભાન નથી."

વિલાસ વિચારમાં પડી. "ના. છે. મ્હને મૃણાલબા કહે છે."

"માત્ર મ્હોડાની વાતો–અનુભવની નહિં."

"કલંકીત કરે એવી વસ્તુનો અનુભવ."–

"કલંકીત શી વસ્તુ કરે?" રસનિધિએ જુસ્સામાં પૂછ્યું "જો કાવ્ય કલંકીત કરે, રસ કલંકીત કરે, જ્યોત્સ્નાનું અમૃત કલંકીત કરે—કાલે કહેશો કે પ્રેમ કલંકીત કરે–તો એ કલંકીત જીવન શું ખોટું?"

"મ્હારે નિષ્કલંક થવું છે" જરાક સખ્તાઇથી **વિલાસ** બોલી અને ઉઠી.

**રસનિધિ** મૂગો રહ્યો. થોડી વારે તેણે કહ્યું:

"ત્યારે તમ્હને મ્હારા જેવા તો કલંકીત લાગતા હશે?"

"**ભોળાનાથ** તમ્હને સદ્બુદ્ધિ આપશે."

**રસનિધિ** ગુંચવાઇને ઉભો રહ્યો.

"રસિકતા અનુભવવાનું તમ્હને કદી મનજ થયું નથી?"

"મ્હને?" વિચારમાં પડી **વિલાસે** કહ્યું "એ વસ્તુનો પૂરો ખ્યાલજ નથી."

"ખ્યાલ લાવવાનું મન પણ થતું નથી?"

"પાપ કરવાનું મન ન થાય એમાં ખોટું શું?"

"**વિલાસવતી**!" **રસનિધિએ** માયાળુપણાથી ત્હેની સ્હામું જોતાં કહ્યું "રસિક થવું, રસિકતા અનુભવવી એમાંજ હું તો મોક્ષ માનું છું."

"ના. ના. ના"–કાને હાથ દઇ, હસી, **વિલાસ** બોલી. ત્હેના હાસ્યમાં કાંઇ જુદોજ ભાવ લાગતો. "લો. આ બા આવી" કહી તે દૂરથી આવતા **ભીલ્લમ** અને **લક્ષ્મીદેવી** તરફ ફરી.

બન્ને જણ મૂગાં મૂગાં આગળ વધ્યાં અને **રસનિધિએ** **લક્ષ્મીદેવીને** પ્રણામ કર્યાં.

"કવિરાજ! અમ્હારાં આંગણાં આજ કેટલે વર્ષે પાવન થયાં" **લક્ષ્મીદેવીએ** પોતાના પતિ તરફ એક તિરસ્કારની નજર નાંખી કહ્યું.

"બા! મ્હેં ધાર્યું ન્હોતું કે આ શુષ્ક દેશમાં અમ્હારૂં આટલું સન્માન થશે. **ધનંજય**! આ દેવી આવ્યાં." **રસનિધિએ** બૂમ મારી; અને કમલ-પત્રો પર નજર ઠારી રહેલો **ધનંજય** આ તરફ આવ્યો.

"ભાઇ! આ ઘર તમ્હારૂં છે, **રાષ્ટ્રકૂટ** રાજાઓનો પેઢીધર ચાલી આવેલા સંસ્કાર દાખવતાં **લક્ષ્મીદેવીએ** ગૌરવથી કહ્યું. ત્હેની કહેવાની રીત રાજવંશને શોભાવે એવી હતી. "માત્ર મ્હારી એકજ પ્રાર્થના છે."

"શી?" **ધનંજય** આવી લાગ્યો હતો ત્હેણે કહ્યું.

"અમ્હારા પર મહેરબાની કરી આપના વિનોદની વાત બ્હાર ન જાય તે જોજો. નહિં તો આપનો સમાગમ ઘણો ટુંકો થઇ જશે."

"દેવી!" **ભીલ્લમે** કહ્યું "આ શું કહો છો?"

"ખરેખરૂં. આવા મેમાનો જેમ વધારે રહે તેમ સારૂં. પછી નહિ તો ક્યાં મળવાના હતા?" **લક્ષ્મીના** અવાજમાં કડવાશ હતી.

**ભીલ્લમ** મૂગો રહ્યો; **રસનિધિ** ધ્યાનથી સાંભળી રહ્યો. "**વિલાસ**! આ કવિયો જોયા?"

"હા" નીચું મ્હોડે હસતાં **વિલાસે** કહ્યું.

"કવિરાજ! ચાલો ઘરમાં. હવે મધ્યાન્હ થશે."

"જેવી આજ્ઞા."

"**વિલાસ**! તું ક્યાં જશે?" **લક્ષ્મીદેવીએ** પૂછ્યું.

"મ્હારે હજુ જપ કરવો છે."

"વારૂ! કવિરાજ! બધા કવિઓમાં **શિરોમણી** કોણ?" **ભીલ્લમે** પૂછ્યું.

**ધનંજયે** જરા વિચાર કર્યો અને આંખો નચાવી કહ્યું "મહારાજ! **સ્યૂનદેશનો** અધિપ **ભીલ્લમ**!"—

બધા હસ્યાં "હું."—

"—માત્ર જહેના શબ્દો સાંભળી સમસ્ત કવિ મંડલોને જીભે **સરસ્વતી** બીરાજે છે એવા રસેશ્વર ગણાતા **મુંજરાજને** પણ મ્હાત કર્યા તે."

**ભીલ્લમ** ગર્વથી હસ્યો. આ વખાણથી ખોટું હતું તો પણ ત્હેનું હૃદય હરખાયું; પણ ત્હેની સ્ત્રી આ હર્ષ ઝાઝો વાર ટકવા દે એવી ન્હોતી.

"કવિરાજ! ત્યારે એમ કહોને કે મ્હોટામાં મ્હોટાં કવિ તો **મૃણાલબા**."

"કેમ?"

"તમ્હારા **સ્યૂનરાજને** મન પૂજ્ય જોઇએ તો **તૈલપરાજ**, અને ત્હેનો ગર્વ ગાળનાર **મૃણાલબા**."

**ભીલ્લમનાં** મ્હોં પર રતાશ આવી; ત્હેની આંખ જરા ગુસ્સામાં **લક્ષ્મી** તરફ ફરી. **લક્ષ્મીએ** તે જોયું અને વાત ફેરવી.

"કવિરાજ! તમ્હને **વિદર્ભ** દેશના **ભવભૂતિનાં** કાવ્યો આવડે છે?"

"તમ્હે ત્હેનું નામ ક્યાંથી સાંભળ્યું?"

"હું ન્હાની હતી ત્યારે મ્હારા પિતાને ત્યાંના કવિઓ ત્હેનાં ગુણ ગાતા. તેઓ કહેતા કે કલિકાલમાં એવો કવિ થયો નથી ને થશે નહિં"

"મ્હારો આ **રસનિધિ** એનો મ્હોટો ભક્ત છે."

"હેં?"

"હા–એને ત્હેના બધા નાટકો પાઠે છે."

"બા—એ કવિની વાત તો તેં મ્હને કરીજ નહિ?" વિલાસે પૂછ્યું.

"બેટા!" લક્ષ્મીએ નિસાસો નાંખી કહ્યું "ત્હને કહીને કયાં જાઉં?"

વિલાસને સમજ ન પડી. ત્હેને કહેવામાં શું વાંધો? તે વખતે તે વધારે બોલી નહિં, પણ બધાને નમસ્કાર કરી ત્યાંથી રાજમહેલના મંદિર તરફ ગઇ.

## પ્રકરણ ૮ મું.

### સત્યાશ્રયનું સંવનન.

વિલાસ જ્યારે પાછી મંદિરમાં ગઇ ત્યારે પોતે કાંઇ બદલાઇ ગયેલી હોય એવું લાગ્યું; એટલુંજ નહિં પણ સૂર્યમાં નવિન તેજ લાગ્યું, ઝાડોમાં કાંઇ નવી ખુબીઓ લાગી—અને જપ કરવા બેસતાં જીવ અકળાયો.

ત્હેને ધનંજય ને રસનિધિ કાંઇ જુદાજ પ્રકારના માણસો લાગ્યા. તેમ્હના હસવામાં સંયમ ન્હોતો, ત્હેમની વાણીમાં ગાંભીર્ય ન્હોતું, તેમ્હના શબ્દોમાં ડાવકાઇ ન્હોતી. તેઓ પાપાત્માઓ જેવા સ્વચ્છંદી લાગ્યા; તો પણ તેમ્હની રીતભાતમાં મનને ગમે એવી વિચિત્રતા લાગી. ત્હેની કેલવણી, ત્હેની ચારીત્ર્યની ભાવનાઓ અને ત્હેના વિચારો—આ બધાને શિખરે ચ્હડેલી ત્હેની નજરને બન્ને તો તુચ્છ, સયંમવિહિન, સ્વચ્છંદી લાગ્યાં; અને છતાં પણ કાંઇ એવું થયાં કર્યું કે જાણે તેમ્હની વાતચીત ફરી તે સાંભળે, તેમ્હનાં મુખ ફરી તે જુવે.

કોઇ કોઇ વખત હૃદયમાં લક્ષ્મીદેવી માટે ત્હેને કાંઇક લાગણીઓ સ્ફૂરતી; અને બહારથી જો કે તે સ્વસ્થ રહેતી, પણ ઘણી વખત ત્હેને મળતાં, ત્હેની વાત સાંભળતાં, ત્હેની પાસે શાબાશી મેળવતાં ત્હેને કાંઇક ન સ્હમજાય એવું, ન કળાય એવું કાંઇ થતું. એવું કાંઇ આ લોકોને જોઇને થયું.

ત્હેને રસનિધિપર દયા આવી. બીચારો રસિકતાને મોક્ષ માનતો હતો. શો મોહ? શી અંધારી? કેવો સારો માણસ કેવી ભ્રમણતામાં સડયા કરતો હતો? છતાં તે દુઃખી દેખાતો ન્હોતો—ત્હેના હાસ્યમાં, ત્હેના શબ્દોમાં, ત્હેના નેત્રોમાં આનંદ હતો, શાન્તી હતી. આવી શાન્તી તો જીવન્મુક્ત જ્હેવાં મૃણાલબામાં પણ ન્હોતી. એ શું હશે?

એ રસિકતા શું હશે? રસસૃષ્ટિ ત્હેની જાણ બહાર હતી; ત્હેના રંગો ત્હેણે જોયા કે પારખ્યા ન્હોતા. શું તેથી મોક્ષ મળતો હશે, શાન્તી મળતી હશે?

ત્હેને મુંજ યાદ આવ્યો. મૃણાલબા ત્હેને પાપાચારી કહેતાં હતાં, પણ તે આનંદ ને શાન્તિની મૂર્તિ લાગતો હતો. પાપાચારીને શું આવી શાન્તી સંભવે?

તે જપ કરવા બેઠી, પણ કાંઇ વળ્યું નહિં. ત્હેના વિચારો રસનિધિ ને ધનંજય તરફજ વળ્યા કર્યા.

ત્હેને વિચાર આવ્યો કે ત્હેની માએ પણ કવિતા સાંભળી હતી; તો શા સારૂ ત્હેને નહિ સંભળાવી? લક્ષ્મીદેવી કાંઇ કલંકીત તો હતાં નહિં; છતાં ત્હેણે કવિઓને સાંભળ્યા હતા. તેમ્હનામાં એવું શું હતું કે જેથી મૃણાલબાએ ત્હેને દેશપાર કરાવ્યા હતા?

છેલ્લા પ્રશ્નનો જવાબ ત્હેને સ્હેલો લાગ્યો: આવા સ્વચ્છંદીઓ દેશમાં વસે તો લોકોનું નિયમીત અને શુદ્ધ થઇ રહેલું જીવન ભ્રષ્ટ થઇ જાય.

આવા વિચારો કરતાં લાગ્યું કે તે પોતે પતિત થતી જતી હતી. સંયમના શુદ્ધ વાતાવરણમાંથી સામાન્ય અધમ જીવનની ગુંગળાવે એવી ગલીચી તરફ તે જતી હતી. તેલંગણની સામ્રાજ્ઞી થવાનું, અકલંકચરિત્ર જેવા શુદ્ધ અને પ્રભાવશાળી વીરની અર્ધાંગના થવાનું, પોતાના ચારિત્ર બળે આખા સંસારે શુદ્ધ કરવાનું ત્હેના ભાગ્યમાં લખાયું હતું. ત્હેને આ મુર્ખાઇ શોભે? આ વિચાર આવતાં ત્હેનું મન જપમાં પરોવાયું, અને કવિઓના સમાગમથી ઉદ્ભવેલી ઉર્મિઓ શમી.

ત્હેણે જપ કરવા આંખો મીચી નહિ એટલામાં ત્હેની નજરે સત્યાશ્રય પડ્યો.

શાન્ત, અને દૃઢ ચાલે ચાલતો, મુખપર સખ્તાઇ અને નિશ્ચલતા દાખવતો તેલંગણનો ભાવી નરપતિ, પિતાનું વચન માથે ચ્હડાવી પોતાની ભવિષ્યની ભાર્યાને રીઝવવા આવતો હતો. ત્હેના મોંપર ઉમળકો ન્હોતો, ત્હેના ડગલામાં ઉત્સાહ ન્હોતો, ત્હેની મુખમુદ્રાપર માત્ર કર્તવ્યપરાયણતા હતી.

ત્હેને જોઇ વિલાસ શરમાઇ, ગુંચવાડામાં પડી. ત્હેનું પગલે પગલું પુજ્ય છે એમ ત્હેને મનાવવામાં આવ્યું હતું. ત્હેનો શબ્દે શબ્દ નિર્વાણમંત્ર છે એમ ત્હેને શીખવવામાં આવ્યું હતું. પોતાના ઇશ્વરને સદેહે આવતો જોઇ, ત્હેને હર્ષ થયો; છતાં જાણ્યે અજાણ્યે રસનિધિ ત્હેની નજર આગળ

ખડો થયો–અને હેના હૃદયમાં અસ્પષ્ટ અસંતોષ આવ્યો.

સત્યાશ્રય ને રસનિધિ બે એવા પુરૂષો હતા કે બેને એક પછી એક જોતાં તેમ્હના સ્વરૂપોની ભિન્નતાનો વિચાર આવ્યા વિના રહે નહી.

સત્યાશ્રય વધારે મજબુત હતો; હેના મુખપર વધારે ગૌરવ લાગતો; પણ હેના શરીરમાં ન્હોતી રસનિધિની છટા, હેના ડગમાં ન્હોતો રસનિધિનો ઉત્સાહ, હેના મ્હોંપર ન્હોતા રસનિધિના આનંદ ને ઉમળકા. કવિને જોતાં આલ્હાદ પ્રસરી રહેતો, રાજકુંવરને જોઇ જોનાર ત્રાસતો. એક સ્હામાનું મન હરતો, બીજો સ્હામાનું મન કબજે કરતો.

વિલાસને ભાન ન્હોતું કે હેનું હૃદય આવી સરખામણી કરી, અસંતોષ અનુભવતું હતું; પણ હેને માત્ર અપરિચિત વિચિત્રતા લાગી.

સત્યાશ્રય કુંવર શંકરના દર્શન કરી વિલાસની પાસે આવ્યો ને કોઇ દેવીને નમસ્કાર કરતો હોય તેવી સ્વસ્થતાથી વિલાસને નમસ્કાર કર્યા “વિલાસવતી! નમસ્કાર.”

“નમસ્કાર કુંવર! વિજય કરી આવ્યા?” શરમાતાં શરમાતાં વિલાસે કહ્યું.

“હા! ભગવાન પિનાકપાણીની કૃપાથી પિતાજીનો વિજય થયો!”

“અને માલવરાજનો પરાજય થયો.”

“હા. સત્યનો જય.”

“આપ કુશળ છો?” ડહાપણથી વિલાસે પૂછયું; પણ તરત રસનિધિ જોડે શી છુટથી હેણે વાત કરી હતી તે યાદ આવ્યું.

“હા. આનંદની વાત કહેવા આવ્યો છું.”

“શી?”

“પ્રભુકૃપા હશે તો આપણા લગ્ન હવે થવાના.”

“હં!” જરાક ઉમળકાનો અંશ આવતાં વિલાસથી બોલાઇ જવાયું.

“હા.” શાન્તીથી સત્યાશ્રયે કહ્યું. “પિતાજીની આજ્ઞા છે.”

વિલાસે શરમાઇ નીચું જોયું. થોડીવારે હેણે પૂછયું: “મૃણાલબા શું કહે છે?”

“હેમણે કયારનું મુહૂર્ત જોવડાવી રાખ્યું છે.”

વિલાસે જવાબ નહિ આપ્યો.

“વિલાસવતી! તમ્હે મૃણાલબાની કસોટીએ બરોબર ઉતર્યાં છો.”

“એમ?”

“હા. આહવમલ્લના પુત્રવધૂની પદવી લેવા તમ્હે લાયક થયાં એમ એમ્હને લાગ્યું છે.”

“મ્હારૂં અહોભાગ્ય!”

“ખરૂં અને સાથે મ્હારૂં પણ.”

વિલાસે જવાબ દીધો નહિ.

“ત્યારે હું રજા લઉં?”

“જેવી ઇચ્છા.” વિલાસે કહ્યું.

“જય મહાદેવ ત્યારે” કહી સત્યાશ્રય પોતાનું સંવનન પુરૂં કરી આવ્યો હતો તેવીજ સ્વસ્થતાથી પાછો ગયો.

વિલાસને સંવનનનો આવોજ અનુભવ હતો એટલે હેને કાંઇ વિચિત્ર લાગ્યું નહિં; પણ કાંઇ ન સ્હમજાય એવા કારણથી હૃદય ખિન્ન થવા લાગ્યું. સોળ વર્ષમાં હેના હૃદયે ઘણા ઉમળકાઓ અનુભવ્યાં ન્હોતા, અને સંયમની ટેવ પડી હોવાથી હૃદય એકદમ સ્વસ્થતા છોડતું નહિં, એટલે આવી સ્પષ્ટ રીતે ખિન્નતા અનુભવતાં હેને ઘણુંજ વિચિત્ર લાગ્યું. પણ આજે હેને એટલા બધા વિચિત્ર અનુભવો થયા હતા કે હેણે એ વિચિત્રતાપર વધારે વિચાર કર્યો નહિં.

પણ હેના મનની પાંખડી હેના પાસે આવી પ્હોંચેલા લગ્નપર ગઇ. લગ્નનો અનુભવ કેવો થતો હશે? હેને કાંઇ એવી ખબર હતી કે નાટક નામના કાવ્યોમાં લગ્નની વાત ઘણી આવે છે. ત્યારે તેમ્હાં લોકો કેમ પરણતા હશે?

કાવ્ય, અને કવિ બન્ને ને ત્યાજ્ય ગણતી હતી છતાં જે અનુભવ તે પોતે કરવાની હતી તે બીજાને કેવો લાગ્યો હશે તે જાણવાની જીજ્ઞાસા થઇ આવી. હેણે ઘણાયે પ્રયત્ન કર્યા પણ એ જીજ્ઞાસા ગઇ નહિં; અને આખરે રસનિધિને પૂછી માહિતી મેળવવા હેણે નિશ્ચય કર્યો.

# પ્રકરણ ૯ મું.

## પહેલો મેળાપ.

**મૃણાલવતી**ના પ્રભાવશાળી સ્વભાવને અપરિચિત એવો ક્ષોભ–માત્ર નામનોજ, અસ્પષ્ટ ક્ષોભ ત્હેના હૃદયને જરાક અસ્વસ્થ બનાવી રહ્યો. ત્હેની હિંમત, ત્હેનો સંસાર તરફનો વિરાગ, મુંજની અધમતા તરફ ત્હેનો તિરસ્કાર તેવાં ને તેવાંજ રહ્યાં–થોડેક અંશે વધ્યાં કહીયે તોપણ ચાલે. છતાં તેલંગણના શત્રુને સ્હામે મ્હોડે મળવા જતાં તે પોતાની હંમેશની સ્વસ્થતા ખોવા લાગી–એ સ્વસ્થતા જતાં, માત્ર પરિણામ એજ આવ્યું કે ત્હેની હિંમત કૃત્રિમ થઇ, ત્હેનો તિરસ્કાર વધારે જુસ્સાભર્યો થયો.

કોઇ બીજા રાજ્યકેદીને મળવા જવાનો વિચાર પણ મૃણાલના મગજમાં આવત નહિ; છતાં, મુંજને મળવા જવું એ સ્વાભાવિક લાગ્યું. વર્ષો થયાં મુંજને છુંદી નાખવો એ ત્હેની મ્હોટામાં મ્હોટી અભિલાષા હતી; વર્ષો થયાં મુંજની અધમતાનું દૃષ્ટાંત એ ત્હેને પ્રિયમાં પ્રિય હતું. ત્હેને મન તે પોતે સત્યનો અવતાર હતી, અવન્તીનો નરેશ અસત્યનો અવતાર હતો. આજે સત્યનો વિજય ધ્વજ ઉડાવવો એ ત્હેને મહાન કર્તવ્ય લાગ્યું. પૃથ્વીમાં પાપીઓમાં શ્રેષ્ઠ માનતા પુરૂષને પોતાની અધમતાનું ભાન કરાવવું એથી બીજી શી વધારે શુદ્ધ અને ધાર્મિક વસ્તુ હોઇ શકે?

મુંજને જાતે મળવા જતાં ત્હેને એક વિચાર આવ્યો. ત્હેને મળવા જવામાં પોતે કોઇ રીતે કલંકિત તો થતી નથી? કલંક કેમ હોય? આવા નરપિશાચને મળવું એમાં પણ કલંક હોય—કેમ નહિ? શું આટલા વર્ષોની તપશ્ચર્યા એવી નિરર્થક કે પાપી જોડે વાત કરતાં કલંકિત થવાય? પોતાના શુદ્ધ હૃદય સુરક્ષિત બનેલી તે શા માટે એવો સંશય રાખે?

ધીમે ધીમે, હોઠપર હોઠ બીડી, પોતાની શુદ્ધિ ને વૈરાગ્યની મહત્તામાં મગરૂર તે અવન્તીના નિરાધાર બની રહેલા નરપતિને ત્હેના કારાગૃહમાં મળવા ગઇ. રખેવાળો મૃણાલબાને જોઇ દિંગ બની ગયા અને ધ્રુજતે હાથે ભોંયરાનાં બારણાં ખોલી આપ્યાં.

ભોંયરૂં ન્હાનું હતું; અને પશ્ચિમ દિશા તરફના એક બાકોરમાંથી આવતા તડકાને લીધે તેમાં ઉજાસ હતો.

મુંજ સૂતો હતો. ત્હેનો હાથ ત્હેણે માથા નીચે રાખ્યો હતો, અને પગની આંટી વાળી હતી. એકેએક અંગની અપૂર્વતા નજરે પડતી; સ્નાયુએ સ્નાયુનો ખુબીદાર મરોડ સ્પષ્ટ થઇ રહ્યો હતો. પ્રચંડ શરીર, અંગોની તેજોમયતા, રંગની નિર્મલતા—આ બધા સાથે કાંઇક ન સ્હમજાય એવું ત્હેના શરીરમાં, ત્હેની સુવાની છટામાં હતું; ઓરડીના અંધકાર રૂપી શેષપર શયન કરતા લક્ષ્મીવર જેવો તે લાગતો.

મૃણાલ બારણામાં પળવાર ઉભી રહી, અને મુંજને તીક્ષ્ણ નજરે જોઇ રહી. ત્હેણે ચિન્તાતુર, ગર્વભંગથી નિરાધાર બનેલા મુંજને જોવાની આશા રાખી હતી; આટલી અધમતા અનુભવ્યા છતાં પણ આ નફટાઇ ધારનારને જોઇ મૃણાલનો તિરસ્કાર વધ્યો.

તિરસ્કારમાં તે પાછી જવા વળવા ગઇ, અને મુંજ જાગ્યો. ધીમેથી ત્હેની મ્હોટી, સુંદર આંખો ત્હેણે ઉઘાડી, છટાથી માથું ઉંચક્યું, અને તે ધીમું, મીઠું હસ્યો.

આંખમાં ગભરાટ ન્હોતો, પણ આનંદ હતો; હાસ્યમાં ક્ષોભ ન્હોતો, મોહિની હતી.

મૃણાલવતી જતાં જતાં, અટકી. તે જતી રહે તો કાયરપણું દેખાય અને જે કામે આવી હતી તે કરવું રહી જાય. તે ઉપરાંત મુંજના હાસ્યમાં અપમાન સમાયું હોય એવો કાંઇક ખ્યાલ આવ્યો એટલે સખ્તાઇની અને ન્યાયની મૂર્તિ સમી તે ફરી.

મુંજની આંખો ગમ્મતમાં નાચતી; ત્હેના હોઠ હસી રહ્યા; એટલુંજ નહીં પણ ત્હેનું આખું મુખ આકર્ષક, આહ્લાદક બની રહ્યું.

“મૃણાલવતી! આવ્યાં છો તો જરાં ઉભાં તો રહો.”

મુંજના અવાજમાં મૃદુતા, નિખાલસપણું હતું, મૈત્રીભાવ હતો. અનન્ત સુખનો લ્હાવો લેતા, સર્વને સ્નેહની નજરે જોતા કોઇ સંતોષી વિરલાનોજ અવાજ આવો હોઇ શકે.

મૃણાલને આ અવાજની બીજી તો અસર ન થઇ; પણ રખેને પોતાનો અવાજ બેસૂરો નીકળે એવી બ્હીકે ત્હેણે કાંઇ જવાબ દીધો નહિ. માત્ર તે ફરી; અને મુંજને હસતો જોઇ ત્હેના મુખપર સખ્તાઇ, અને ગુસ્સો આવ્યાં.

મૃણાલને બાલપણથી પોતાના પ્રતાપનું ભાન હતું; કારણ કે ત્હેને ભ્રૂભંગે આખો તેલંગણ દેશ કાંપતો. તે ભ્રૂભંગની હમેશ થતી ભયંકર અસર મુંજપર પણ થતી જોવાને તે થોડીવાર અનિમિષ નેત્રે જોઇ રહી.

પણ જવાબમાં મુંજ ફરીથી હસ્યો: "આવ્યાં છો તો તમ્હારૂં રૂપ તો જોવા દો. મ્હેં ત્હેનાં વખાણ તો ઘણાં સાંભળ્યાં છે."

મૃણાલવતીના કાનપર આ શબ્દો પડ્યા, પણ ત્હેનો અર્થ–એક પલવાર–તે સ્હમજી શકી નહિં.

તપસ્વી, પ્રભાવશાળી, નિષ્કલંક અને અસ્પર્શ્ય મૃણાલવતીના રાજ્યમાં આવી નફટાઇથી કોઇ બોલી શકતું નહિં; અને અત્યારે આ શબ્દો ત્હેને કાને પડે–અને ત્હેને સંબોધાય ?

ગુસ્સામાં ત્હેનું માથું હાલ્યું, ત્હેની આંખો વિકરાળ થઇ ગઇ.

"પાપી !" ત્હેણે કહ્યું. "આવી અધમતામાં પણ શું બોલવું ત્હેનું ભાન આવ્યું નથી ?"

"અધમતા કેવી ?"

"અધમતા કેવી !" મૃણાલે તિરસ્કારથી કહ્યું "પૂછ ત્હારી કીર્તિને ? પૂછ ત્હારા કવિઓને ? પૂછ ત્હારી સેનાને ?"

મુંજ હસ્યો–આનંદથી, વિષમતા વગર. "મ્હારીથી કીર્તિથી તો તૈલપની તપસ્વી બ્હેન અહિંયા ખેંચાઇ આવી. મ્હારા કવિઓથી મ્હને જોવા આવવાનો મ્હને મોહ થયો–મ્હારી સેનાના પ્રતાપથી છુંદાઇ તમ્હે મ્હને પકડવાને પ્રયત્ન કર્યો."

"અને કાલે તું કુતરાને મોતે મરશે."

"મુંજ જ્હેવા નરપતિને એથી વધારે કીર્તિકર મરણ કયાંથી હોય ?"

મૃણાલ મૂગી થઇ રહી. જે માણસને પોતાની સત્તા અને પ્રતાપના ભારથી કચરી નાંખવા તે આવી હતી, તે ભોંયપર છતાં સિંહાસન પર હોય તેમ, કેદમાં છતાં પોતાના મહેલમાં હોય તેમ નીરાંતે, સ્વસ્થતાથી બેઠો હતો, નિરંકુશ આનંદથી વાત કરતો હતો.

મૃણાલનો તિરસ્કાર વધ્યો. સામાન્ય માણસો દુ:ખમાં અશાન્ત થતાં હતાં; આ કેવો પાકો પાપાચારી હતો કે આ કારાગાર પણ ત્હેની શાન્તીનો ભંગ કરતું ન્હોતું.

"રાક્ષસ ! તું જાણે છે કે તે શાં શાં પાપ કર્યાં છે ?"

"મ્હારે મન ફાવતું મ્હેં સદા કર્યું છે–તેમ્હાં પાપ શું ?"

મૃણાલ ગુંચવાઇ. સ્વચ્છંદથી આચરવું તેમ્હાંજ ત્હેને મન પાપ હતું.

"મન ફાવતું કરવામાં પાપ નહિં ?" ત્હેણે થોડી વારે કહ્યું "તેમ્હાંજ તું સદેહે નર્ક ભોગવે છે."

જરાક આશ્ચર્યથી મુંજે આંખો ઉઘાડી. ત્હેની આંખો મોહક હતી; ત્હેનાં તેજે જરાક મૃણાલનું ધ્યાન ખેંચ્યું.

"તમ્હે નર્ક કોને કહો છો ?"

"કંગાલ ! ત્હારા જ્હેવાની સ્થિતિને."

મુંજ હસ્યો.

"મૃણાલવતી ! એ ભ્રમ છે."

"કેમ ?"

"સ્વર્ગ કે નર્કની મ્હને પરવા નથી. પણ હમણાં અનુભવું છું તેથી સ્વર્ગે વધારે સુખ નથી, ને નર્કે જતાં તે ઓછું થવાનું નથી."

"એ જુઠાણું મ્હારી આગળ ચાલશે ?"

"શા માટે જુઠું કહું ?"

"ત્હારી અધમતા છુપાવવા."

"અધમતા ! કયાં છે ? હું તો હતો એવોજ છું."

"કોણ ?"

"પૃથિવી વલ્લભ" હસીને, નેત્રમાંથી અમી વર્ષાવી મુંજે કહ્યું.

"હવે ! તું ! પૃથિવી વલ્લભ તો એ બેઠો મહેલમાં."

"કોણે કહ્યું ?"

"આખી દુનીયાએ."

"ત્યારે દુનીયા જખ મારે છે" બેદરકારીથી મુંજે કહ્યુ "જે સુખ હું મારા પ્રાસાદમાં મહાલતો તે જ આજે અનુભવું છું: જે આનંદ હું વિજયમાં અનુભવતો હતો તે જ હું પરાજયમાં માનું છું. પૃથિવીનો જેવો વલ્લભ હું ત્યારે હતો તેવોજ હાલ છું."

"નફટ ! આ તો મન ખુશ રાખવાનાં ફાંફાં તો કહેવાય !"

"તમ્હને ફાંફાં લાગતાં હશે. જ્યાં સુધી મ્હારી વલ્લભતા કાયમ છે ત્યાં સુધી એ વાત ખરી છે" નીરાંતથી મુંજે કહ્યું.

થોડીવાર મૃણાલ જોઇ રહી. આની નફટાઇ ને હદ ન્હોતી એ તો સ્પષ્ટ દેખાતું હતું. તે નફટાઇને નમાવવા તે તૈયાર થઇ.

"હજુ ત્હારે તૈલપના પ્રતાપનો સ્વાદ ચાખવો છે કેમ ?"

"પ્રતાપ ! એ બીચારાનો !"

"ત્હારાથી એનો પ્રતાપ તેજસ્વી છે."

"કોણે કહ્યુ ? તમ્હારા હૃદયને પૂછો. તમ્હે ને તે મ્હારે પ્રતાપે તો ઝાંખો છો."

"ત્હારે પ્રતાપે હું ઝાંખું ? શું બકે છે ?"

"ગુસ્સો નહિં કરો. મૃણાલવતી ! આ ચંચલ જીવન આમ શા માટે જતું કરો છો ?"

"મ્હને ત્હારો બોધ નથી જોઇતો."

"તેમ્હાં તો આવાં રહ્યાં. મ્હારો બોધ લીધો હોત તો આમ વલ્કલ પ્હેરી આવરદા પૂરૂં કરત નહિં."

"ને ત્હેં કેમ કર્યું ?" તિરસ્કાર છોડી જીજ્ઞાસા થઇ આવવાથી મૃણાલે પૂછ્યું."

"મ્હેં!" કહી પૃથિવી વલ્લભે ટટ્ટાર થઇ કહ્યું "સૃષ્ટિનો રસ ચાખતાં નથી, એક પલ મ્હારી દુઃખમય ગઇ, ને નથી એક પ્રસંગ જીવનનો લ્હાવો લીધા વગરનો ગયો. પ્રસંગે પ્રસંગમાંથી, પલેપલમાંથી મ્હેં રસ ખેંચ્યો છે. તમ્હે એવું જીવન ભોગવ્યું છે? મૃણાલવતી! તમ્હે મ્હારી અધમતાની વાત કરો છો? જ્યારે એ રસ ચૂસવાની શક્તિ જશે ત્યારે તો જુદી વાત–પણ જ્યાં સુધી તે છે ત્યાં સુધી તો હું–પૃથિવીનો વલ્લભજ."

મૃણાલ સાંભળી રહી. શબ્દોમાં ગર્વ હતો, પણ ન્હોતો આડમ્બર કે ન્હોતો ઢોંગ. દરેક શબ્દ સત્ય હોય તેવો ભાસ થતો. મૃણાલને કદી ન થએલો એવો અનુભવ થતો હતો–પોતાની સત્તા ચલાવવાને બદલે બીજાની શાન્ત, આકર્ષક સત્તાના પ્રતાપમાં તે અંજાઇ રહી હતી.

"મુંજ! ત્યારે તું મ્હને ઓલખતો નથી?"

"મ્હારે ઓલખવાની શી જરૂર? જે છો તે મ્હારે મન પૂરતાં છો."

"એટલે?" મૃણાલે સખ્તાઇથી પૂછ્યું.

"માનભંગ થએલાં માનુની."

"શું?" હોઠ કરડી ત્હેણે પૂછ્યું.

"મ્હને વશ કરવા આવ્યાં હતાં–વશ થઇને જાઓ છો. તમ્હારા જેવાને વશ કરવા કરતાં બીજું, વધારે શું સુખ?" કહી મુંજ ઉભો થયો; અને ત્હેના પ્રચંડ, તેજસ્વી શરીરની મોહકતા ચારે તરફ પ્રસરી રહી.

"તું મ્હને વશ કરવા માંગે છે?" દાંત પીસી મૃણાલે કહ્યું.

"ના. ત્હમે વશ થવા માંગો છો. મ્હારી પાસે આવીને ભૂલ કરી. હવે તમ્હે જુદાંજ થઇ રહેવાનાં, મૃણાલવતી!" એકદમ જરા નીચા વળી ધીમેથી, મીઠા સ્વરે મુંજરાજે કહ્યું. "મ્હારી પાસે આવ્યાં કે સજીવન થયાં વિના રહેવાનાં નથી."

આ શું બોલે છે ત્હેનો સ્પષ્ટ અર્થ ન સમજતાં મૃણાલે પગ ઠોકી કહ્યું "હું જોઉં છું, તું ક્યાં સુધી જીવે છે તે."

"આ પલે જીવું છું; પછી બીજી શી ફીકર?"

"જોઉં છું ત્હને ફીકર કેમ નથી થતી!" બીજાજનો ઉમળકો બ્હાર કહાડતાં મૃણાલે કહ્યું "ત્યારે રોમે રોમે કીડા પડશે પછી જોઇશ."

"મ્હારે રોમે કીડા પડશે ત્હેમાં ફીકર શી? ફીકર તો તમ્હારા જહેવાને કે જ્હેને વિચારે વિચારે નર્કની વાસ મારે છે."

મૃણાલ સ્થીરતાથી જોઇ રહી "મુંજ! હજુ ત્યારે ઘણું અનુભવવાનું છે. યાદ રાખજે" કહી તે જવાને ફરી.

"એમાં શું? જે લ્હાવો મળ્યો, તે ખરો." કહી મુંજ હસ્યો.

"હા! પૂરેપૂરો લ્હાવો મળશે" કહી ગુસ્સાના આવેશમાં મૃણાલ ચાલી ગઇ. ત્હેનું મગજ કહ્યું કરતું નહિં હતું.

"એથી રૂડું શું!" પાછળથી પૃથિવી–વલ્લભનો હસતો, મીઠો, અવાજ આવ્યો.

## પ્રકરણ ૧૦ મું.

### દયા.

મૃણાલવતી ત્યાંથી ઝપાટાબંધ મહેલમાં ગઇ. ત્હેના મનની સ્થિતિ કાંઇ વિચિત્ર થઇ ગઇ હતી.

ત્હેને લાગ્યું કે પોતે સ્વસ્થ તો હતી છતાં લોહી ઉકળતું હતી. મનમાં કાંઇ અપરિચિત વસ્તુ દાખલ થઇ હતી. મુંજને મળવા ગઇ ત્હારે તે જુદી હતી; હવે તે જુદી લાગી.

ત્હેણે ધાર્યું કે અધમતાના અવતાર સરખા મુંજના સંસર્ગથી ત્હેની શુદ્ધિને કલંક લાગ્યું હતું; અને તેથી ત્હેને આમ લાગતું હતું. અને પાછી શુદ્ધિ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરતાં માલવનાથ તરફ પોતાનો તિરસ્કાર વધતો જતો હતો તેથીજ તે ત્હેના મન આગળ આવતો હતો.

ત્હેણે સંસર્ગદોષ મટાડવા માટે સ્નાન કર્યું, અને માનસિક શુદ્ધિ મેળવવા ધ્યાન કરવા બેઠી. તે મુંજ ઉપર ઘણી ગુસ્સે થઇ હતી; અને તે ગુસ્સો રજોગુણનો આવિર્ભાવ હોવાથી, ત્હેને કહાડવાની મથામણ કરવા બેઠી.

ત્હેના જેવી જીવ-મુક્તને ગુસ્સો શું? ત્હેણે તો નિર્વિકાર દૃષ્ટિએ ત્હેના પાપ પુણ્યનું સરવાયું કહાડી, તે પ્રમાણે ત્હેની જોડે વર્તવું જોઇતું હતું.

ગુસ્સો અસ્વભાવિક હતો; ત્હેના કરતાં આ માણસ દયાને પાત્ર હતો. ત્હેના જેવી જીતેન્દ્રીય

એની દયા નહિ કરે? ખરી વાત હતી. ગુસ્સો ઉતારવા માટે મુંજ વિષેજ વિચાર કરી ત્હેના પર કરૂણા લાવવી જોઇએ. મુંજ તો ધ્યાન આગળથી ખસતોજ ન્હોતો એટલે એ વાત તો સ્હેલ હતી.

ત્હેને પોતાના સંયમનો ખરેખરો ખ્યાલ આવ્યો: ઘણા થોડા વખતમાં તે ગુસ્સો વિસરી ગઇ, અને મુંજને દયાની લાગણીથી જોવા લાગી. માત્ર કાંઇ ન સ્હમજાય તેવી રીતે હૃદય ચણચણતું હતું.

તે શા માટે ચણચણતું હશે? વિચાર કરતાં ત્હેનું કારણ જણાયું. આમ દયા કરતાં તે આવા પાપી તરફ પૂરતો ન્યાય થવા દેતી ન્હોતી. તે પાપી તો હતો, ત્હેના જ્હેવીનું પણ અપમાન કર્યું હતું. ત્હેને પોતાને તો કાંઇ માન અપમાન જ્હેવું હતુંજ નહિં પણ છતાં પાપની શિક્ષા તો થવી જોઇએ.

શું એ માણસની નફટાઇ હતી? કેવા પાપના પંકમાં તે પડ્યો હતો કે પોતે ક્યાં હતો ત્હેનું પણ ત્હેને ભાન ન્હોતું? ત્હેને ત્હેનું ભાન તો કરાવવું જોઇએ–નહિં તો ન્યાય થયો કહેવાયજ નહિં.

શું શિક્ષા કરવી? એટલામાં જુની રીત યાદ આવી–તે ન્યાયી લાગી. હારી ગયેલા રાજાઓને લાકડાના પાંજરામાં મુકી રાજમહેલ આગળના ચોકમાં રાખતા, અને લોકોની હાંસી ને મશ્કરીથી ત્હેમના ગર્વીષ્ટ હૃદયોનો ગર્વ ગાળવામાં આવતો. શા માટે મુંજને આ શિક્ષા ન થાય?

તે ઉઠી ને તૈલપરાજ પાસે ગઇ. તૈલપરાજને ગળે તે વાત ઉતરી ગઇ, અને સત્યાશ્રયે તૈયાર કરાવેલાં કાષ્ટપિંજરમાં મુંજરાજને પૂરવાનો હુકમ કર્યો.

મૃણાલને શાંતિ વળી–હવે ન્યાય થયો! અંતરમા સાથે એક વિચાર આવ્યો:–કે હવે એની પૃથિવી–વલ્લભતા કયાં રહી? સાથે એક ઉર્મિ થઇ આવી–કે આ આઘાત કેમ સહન કરે છે તે જોવું જોઇએ.

એમાં શું ખોટું હતું? તે બીચારો હતો તો દયાને પાત્ર, માત્ર ન્યાય બુદ્ધિથી દીધેલી શીક્ષા સ્હેતો હતો. એવા માણસની શું સ્થિતિ છે એ જોવું એ શું ત્હેના જેવી સુબુદ્ધિ-વાળીની ફરજ નથી?

શા માટે નહિ?

## પ્રકરણ ૧૧ મું.

## રસનિધિની ખિન્નતા.

વિલાસવતીને વાતાવરણમાં કાંઇ અપરિચિત મીઠાશ લાગી; ત્હેના અંતરમાં સજીવન કરવા છાંટેલી અંજલીની અસર થતી હોય તેમ જીવ આવવા લાગ્યો.

ત્હેનું હૃદય હજુ પીગળ્યું ન્હોતું. સૂર્ય કિરણોના પ્રથમ સ્પર્શથી કળીની પાંખડીઓ ફરકે તેમ ત્હેના બીડેલા હૃદયમાં થવા લાગ્યું. તે જાણતી ન્હોતી કે શું થતું હતું–જે થતું હતું તે ઘણુંજ આલ્હાદક હતું એ વાત નિઃસંશય હતી.

એ આલ્હાદ ચારે દિશામાં પ્રસરતો હતો: અને ત્હેનું લગ્ન નક્કી થયેલું જોઇ તેમાં વધારો થયો. તે પુરાણી રીત પ્રમાણે સત્યાશ્રયને મનથી વરી ચુકી હતી; ત્હેનાં પગલાં પુજતી હતી; ત્હેની અર્ધાંગના થવાનાં સ્વપ્નાં અનુભવી જીવતી હતી. અત્યારે તે સ્વપ્નાંઓમાં પણ અણદીઠેલી ભભક આવી.

એ ભભક અસ્પષ્ટ હતી, કારણકે સંસારના લ્હાવાઓનું ત્હેને ભાન ન્હોતું.

રસનિધિએ કહેલી 'રસિકતાથી' તે ગુંચવાઇ. એ તે શું હશે? ત્હેને તે જાણવાનું મન થયું. ત્હેણે મનને મારવા પ્રયત્ન તો કર્યો–રખેને તેમ્હાં કલંક હોય? વખત મળે તો મૃણાલબાને પૂછવાનો પણ નિશ્ચય કર્યો; પણ આજે તે કંઇ દેખાતાં ન્હોતાં.

પણ તે જાણવામાં શું વાંધો હોઇ શકે? લક્ષ્મીદેવીએ નાટક પણ સાંભળ્યો હતો; ત્હેના પિતા કવિઓ રાખતા હતા. ત્યારે એવા કવિને મળવામાં શું વાંધો?

મૃણાલવતી તે દિવસે હંમેશની માફક આવ્યાં નહિં, એટલે ત્હેણે ઇશ્વરનું ધ્યાન છોડી પોતાની જીજ્ઞાસા સંતોષવાપર ધ્યાન દોડાવ્યું.

રખેને મૃણાલવતી આવતાં હોય તો જોઇ જાય ત્હેની બ્હીકે તે થોડીવાર બેસી રહી; પણ પછી હિમત કરી ઉઠી. આજે વિજય–પ્રસંગ હતો. તે આજે પોતાના નિયમો જરા છોડે તો કોઇ વાંધો લઇ શકે એવું ન્હોતું.

આ નવા વિચારો પોતાની માને જઇ કહેવા અને તે શું કહે છે તે પોતે સાંભળવા માંગતી હતી. આ માટે તે પોતાના પિતાના મહેલ તરફ ગઇ.

ભીલ્લમનો મહેલ રાજમહેલનો એક વિભાગજ હતો. અને બન્નેના ઉદ્યાનો પ્હેલાં એક હતાં, પણ આજે કેટલાં વર્ષો થયાં તે બે

વચ્ચે વાડ કરી લેવામાં આવી હતી. એ વાડમાં એક છીંડું હતું ત્હેમાં થઇ **વિલાસ** પોતાના બાપના મહેલ તરફ ગઇ.

સંધ્યાના સમયને થોડીવાર હતી. સૂર્યના મીઠા તાપમાં વાડી ઘણી શોભતી હતી. **વિલાસ** એક પલવાર ત્યાં ઉભી રહી. આ વાડીમાં આટલી રમણીયતા આજે કેમ લાગતી હતી ?

વચ્ચે એક વૃક્ષોનો ઝુંડ હતો. ત્યાં આગળથી જતાં ત્હેને કોઇ ભોંયપર સુતું હોય તેમ લાગ્યું.

"કોણ એ ?" **વિલાસે** પૂછ્યું.

સુતેલા માણસે એકદમ ચારે તરફ જોયું. **વિલાસે** ત્હેને ઓલખ્યો "કોણ કવિરાજ !"

"હા" **રસનિધિએ** કહ્યું.

**વિલાસ** ખંચાઇ. આ કવિને આમ મળવાની ત્હેણે આશા રાખી ન્હોતી.

"કેમ શું કરો છો ?"

"કાંઇ નહિં. **ભીલ્લમરાજને** અર્પણ કરવા એક **અષ્ટક** બનાવતો હતો."

"આખો દહાડો કવિતાજ કર્યા કરો છો?" **વિલાસે** હસીને પૂછ્યું.

"ના" દીલગીરીભર્યા અવાજે **રસનિધિએ** કહ્યું.

**વિલાસે** ત્હેના મુખપર છવાયેલી ગ્લાનિ જોઇ અને પૂછ્યું: "કેમ? અહિંયા ફાવે છે? કાંઇ જોઇતું કરતું હોય તો કહેજો."

"મ્હને જોઇએ તે ત્હમે કેમ આપી શકશો ?" ડોકું ધુણાવી **રસનિધિએ** કહ્યું.

"શું જોઇએ છે? બાપુને જે કહેશે તે બધું મળશે."

"બા! તમ્હે તો બાલક છો. બધું ક્યાંથી મળશે ? ક્યાં **માલવા** ને ક્યાં **તેલંગણ** !"

"કવિરાજ! **તેલંગણ**માં શું ઓછું છે ? તમ્હે હજુ જોયું નથી તેથી કહો છો."

"ના. ભલે **તેલંગણ** સોનાનું હોય; તેમાં મ્હારે શું. મ્હારી **અવન્તી**ના પ્રિય પુરજનો, મ્હારા **મહાકાલેશ્વર**ના ગગનભેદી ઘંટનાદો, મ્હારા પિતાની પુનીત દાહભૂમિ—એ ક્યાં મળશે ?"

"આ તો મ્હારી બા કહે છે તેમ તમ્હે કહો છો. ત્હેને પણ **સ્થૂન** દેશ વિના ચેન પડતું નથી."

"ખરી વાત છ."

"પણ તમ્હને શું ? મ્હારી બા તો રાણી હતી, તેથી ત્હેને સાલે છે. તમ્હે તો ત્યાં પણ કવિ હતા, અહિંયા પણ છો. **મુંજરાજ** કરતાં **ભીલ્લમરાજ** તમ્હારો વધારે આદર કરશે."

"**વિલાસવતી** !" ફરીથી મ્લાનવદને હસી **રસનિધિએ** કહ્યું: "પરજનની મૈત્રી કરતાં સ્વજનની સેવા સારી."

"મ્હને વાત ખોટી લાગે છે—"

"કારણકે તમ્હે સ્વજન અને પરજન વચ્ચે ભેદ ભાળ્યો નથી."

"તમ્હારે સ્ત્રી છે ?"

**રસનિધિએ** વિચાર કરી કહ્યું : "હા."

"ત્યારે તો તે યાદ આવતી હશે."

"હાસ્તો ? અમ્હારે કાંઇ તમ્હારી માફક ત્યાગવૃત્તિ સેવવી છે ?"

"જુઓ ત્યારે હું શું કહેતી હતી ? ત્યાગવૃત્તિ નથી સેવી તેમ્હાંજ દુ:ખ થાય છે."

"વિરહ ભોગવી દુ:ખી થવાને બદલે નિઠોર બની પ્રેમીજનોને વિસરી જવાં તેમ્હાં હું મ્હોટાઇ માનતો નથી."

**વિલાસ** સમજી નહિં.

ત્હેણે એક ડગલું આગળ ભર્યું. તેઓ ધીમે ધીમે **ભીલ્લમરાજ**ના મહેલ તરફ જતાં હતાં.

"વિરહ શું ?"

"પ્રેમ સ્હમજ્યાં વિના તે કેમ સ્હમજાય ? **રસનિધિએ** કહ્યું. ત્હેણે વિસ્મય બની આ નિર્દોષ છોકરી સ્હામું જોયા કર્યું.

"કવિરાજ ! મ્હારૂં માનીને જરા તપશ્ચર્યા આદરો." **વિલાસે** કહ્યું "તમ્હારૂં ચિત્ત શાન્ત થશે."

"એવી ચિત્તની શાન્તીને શું કરૂં ?" ડોકું ધુણાવી **રસનિધિએ** કહ્યું. "ચિત્ત અશાન્ત છે—અશાન્ત થવાનું ત્હેને કારણ છે. તો શા સારૂ એવો ખોટો પ્રયત્ન કરવો ? મ્હારી સ્ત્રી તમ્હારા જેટલી છે; તે બીચારી દીન ને રાત આંસુ સારતી હશે–ત્હેની પલેપલ વિષમ બની રહેતી હશે. તે આવું દુ:ખ ભોગવે–અને હું સ્વાર્થી શાન્તીને ખાતર તપશ્ચર્યા આદરી નીઠોર બનું! જે સુખ આપે ત્હેને માટે દુ:ખી થવું એ પણ એક લ્હાવો છે."

**વિલાસ** અનુકમ્પાભરી નજરે જોઇ રહી. "ત્યારે તમ્હને દુ:ખી થવું તેમ્હાં સુખ દેખાતું લાગે છે."

"ના—"

"ત્યારે બીજું શું ?"

"હું દુ:ખી ન થાઉં તે માટે હૃદયનાં ઝરણાં સૂકવી નાંખું તો પછી તે સુખબીનું કદી ન થાય."

"એ ભ્રમ છે. સુખ એટલે દુઃખનો અભાવ."

"કોણે કહ્યું?" જરા જુસ્સાથી રસનિધિએ કહ્યું."તમ્હને સુખ શું છે ત્હેનો ખ્યાલ નથી. સુખ એટલે માત્ર દુઃખનો અભાવ નહિં, માત્ર સંતોષ એટલું જ નહિં. સુખ એટલે શરીર અને મનની ઉર્મિએ ઉર્મિનું નૃત્ય. સવ્હારમાં પંખીનો કલ્લોલ જોયો છે? એનું નામ સુખ."

"એ સુખ કેમ મળે?"

રસનિધિએ પલવાર ત્હેની સ્હામું જોયું. "તમ્હે પરણશો ત્યારે ખબર પડશે. તમ્હારૂં લગ્ન સત્યાશ્રયકુંવર જોડે થવાનું છે."

"હા."

"ત્યારે ત્હેને જોઇ તમ્હારૂં હૃદય થનગન થનગન નાચતું નથી?"

"શા માટે? એ પણ સંયમી છે-ને હું પણ સંયમી છું."

"ત્હેનો સ્પર્શ કરી, ત્હેના શબ્દો સાંભળી અંતર ઠારવાનું મન નથી થતું?"

"કોઇકજ વખત."

"ત્યારે વિલાસવતી!" રસનિધિએ કહ્યું. "તમ્હને સુખ કે દુઃખની શાની સ્હમજ પડે?"

વિલાસ હસી.

"મ્હને સ્હમજ પાડો જોઇએ."

"તમ્હારૂં હૈયું ઉજ્જડ થયું છે તે ક્યાંથી પડશે. લો હવે મ્હેલ આવ્યો. પધારો."

"કવિરાજ! મ્હારી જોડે વાત કરવી ગમતી નથી-કેમ? તમ્હારૂં ચિત્ત અસ્વસ્થ છે-અવન્તી ગયું છે. તમ્હે દુઃખી થાઓ તે મ્હને ગમતું નથી."

"ના. તમ્હે છો એટલી વાર હું મ્હારૂં દુઃખ ભૂલી જાઉં છું."

"ત્યારે મ્હારે તમ્હને એક બે વાત પૂછવી છે." કહી એક ઝાડના થાલાપર વિલાસ બેઠી.

"પૂછો." ખીન્નવદને હસી રસનિધિએ કહ્યું.

## પ્રકરણ ૧૨ મું.

### સહધર્મચાર.

"પણ કોઇને કહેશો નહિં."

"હું કોને કહેવાનો હતો?"

"મ્હારી બા જાણે તો મ્હને વ્હડે."

"ત્યારે એવી વાત મ્હને શા માટે પૂછો છો?"

વિલાસ મૂગી રહી.

"બીજું કોઇ એવું નથી કે ત્હેને પૂછું."

"બોલો."

"તમ્હે પરણેલા છો?"

"હા."

"હું થોડા વખતમાં પરણવાની છું."

"હા."

"પરણીને મ્હારે કેમ વર્તવું?"

રસનિધિ ખડખડાટ હસી પડ્યો "તમ્હે કેમ ધારો છો?"

વિલાસને આ હસવાનું કારણ સ્હમજાયું નથી. "શાસ્ત્રમાં તો સહધર્મચાર કરવાનો કહ્યો છે."

રસનિધિ ફરી હસ્યો. "બસ ત્યારે."

"પણ બધા એમ કર્યા કરે છે?"

"જેમ માણસની જાત જુદી તેમ સહધર્મચારનો પ્રકાર જુદો" હસતાં હસતાં રસનિધિએ કહ્યું.

"તે કેવી રીતે?"

"અમ્હારી અવન્તીમાં એક કઠીયારો છે. તે પણ સપત્નિ તાંડવસહધર્મચાર આદરે છે-"

વિલાસે મૂગે મ્હોડે જોયા કર્યું.

"સવ્હાર, બપોર ને સ્હાંજ એક એકને મારે છે."

વિલાસ પણ હસી પડી "પછી?"

"પછી શું? બીજો પ્રકાર એક વિપ્રવર્યનો છે.

"તે શો?"

"ત્હેનું નામ સરસ્વતી સહધર્મચાર. તે અને ત્હેનાં ધર્મપત્નિ એકમેકની સાત પેઢી રોજ સંભારે છે."

"નહિં, નહિં. મશ્કરી શું કરો છો?"

"સાચી વાત. પણ તમ્હારે તો બધા પ્રકાર સાંભળવા છે ને?"

"હા."

"ત્યારે ત્રીજો પ્રકાર સ્વેચ્છાધર્મચાર."

"એટલે?"

"જ્હેની જે નજરમાં આવે તે કરે તે."

"તે કાંઇ સહધર્મચાર કહેવાય?"

"હાસ્તો! પરણીને જે કરીયે તે સહધર્મચાર."

"પછી કાંઇ સારા પ્રકાર છે કે બધા આવાજ છે?"

"હા, પછીનો પ્રકાર સ્વયંભૂસહધર્મચાર."

"એટલે?"

"એક પક્ષ ધર્મનું આચરણ કરે ને બીજા પક્ષને પરવા નહિં."

"એ તો બહુ ખોટું."

"પણ ઘણે ભાગે લોકોને આ પ્રિય છે."

"કેમ?"

"ઘણું ખરૂં સ્ત્રી ધર્માચરણ કરે ને પુરૂષ–"

"શું?"

"ચાલુ તે કરે."

"અરરર! કેવી અધમતા!"

"એમ્હાં અધમતા શાની? ધર્મનું ગાડું એક જણ ખેંચે ને બીજું ગાડાંમાં બેસે."

"પછી?"

"પછી શું. એક પ્રકાર શુષ્કસહધર્મચારનો."

"એટલે?"

"બન્ને શાસ્ત્ર પ્રમાણે વર્તે તે ન હોય તેમ્હાં રસ, આનંદ કે પ્રેમ."

"તેમાં શું?"

"આ પણ અધમ પ્રકારજ કહેવાય."

"ખોટી વાત. આ પ્રકારજ ખરો."

"વિલાસવતી! પ્રેમ, આનંદ કે પ્રેમ વિનાનો સહધર્મચાર એટલે શું ત્હેનો તમ્હને ખ્યાલ છે?"

"હા! મહારાજ અને જક્કલાદેવીનો એવોજ શુદ્ધ પ્રકાર છે."

"ત્યારે ત્હેના જેવાં દુઃખી ને હિણભાગી સ્ત્રી પુરૂષો મળવાં કઠણ પડશે."

"ત્યારે ખરો સહધર્મચાર કયો?"

"જ્યાં અન્યોઅન્ય પ્રેમ હોય, જ્યાં એકમેક માટે અનન્ત રસ વ્હેતો, જ્યાં આનન્દ દીન ને રાત—એકમેકના નયન લગ્નમાં, એકમેકના સ્પર્શમાં વસતો હોય–તે સહધર્મચાર."

વિલાસ ગુંચવાડામાં રસનિધિની સ્હામું જોઇ રહી.

"તમ્હે તો બધી ઉંધીજ વાતો કરો છો."

"ના. તમ્હને બધુંજ ઉંધું શીખવવામાં આવ્યું છે."

"ત્યારે એક પુછું?"

"સુખેથી."

"તમ્હારો સહધર્મચાર કેવા પ્રકારનો છે?"—પૂછતાં વિલાસે પૂછ્યું અને પસ્તાઇ. રાજકન્યાની ઉંચી પદવી પરથી પરિજનોને ગમે તેમ પૂછવાની ટેવ પડી હતી; છતાં રસનિધિમાં કાંઇ કળાય એવું ગૌરવ હતું. ત્હેને ખોટું તો નહિ લાગે?

રસનિધિની આંખ ગંભીર થઇ, તેમાં મૃદુતા આવી.

"વિલાસવતી! મ્હારે મન સહધર્મચાર એકજ પ્રકારનો છે."

"કયા"?

"છેલ્લા" કહી ત્હેણે નિસાસો મૂકયો. વિલાસ રસનિધિના હેતભીના મુખ સ્હામું જોઇ રહી. ત્હેનાપર અનિર્વર્ણનીય, અપરિચીત ભાવ ત્હેને દેખાયા.

"તમ્હારી સ્ત્રીનું નામ શું?"

"ઉદયામતી."

"નામ સરસ છે."

રસનિધિ ફીકકું હસ્યો.

"ત્હેને કાવ્યો આવડે છે?"

"તે કાવ્યો લખે છે."

"ઓહોહો! ત્યારે તો કોણ જાણે કેવી ય હશે."

"દેવને પણ દુર્લભ એવી."

વિલાસ જરા મૂગી રહી, વિચારમાં પડી.

"મ્હને એવી થતાં શીખવશો?"

રસનિધિ હસ્યો.

"મ્હારે થોડાં કાવ્યો સાંભળવાં છે" વિલાસે એકદમ કહ્યું.

"મૃણાલવતી વઢશે નહિં?"

"તે કયા જાણવાનાં હતાં?"

"તો મ્હારે શો વાંધો. શું સાંભળવું છે?"

"મ્હારી બા કયા કવિની વાત કરતાં હતાં?"

"મહાકવિ ભવભૂતિ."

"ત્હેનું કયું કાવ્ય આવડે છે?"

"બધાં. તમ્હારે કયું સાંભળવું છે?"

"મ્હારી બા કાંઇ માલતીમાધવની વાત કરતી હતી."

રસનિધિ જરા ખંચાયો. "ઠીક ત્યારે. તે કયારે?"

"જોઇશ. વખત મળશે ત્યારે આવીશ."

## પ્રકરણ ૧૩ મું.

### લક્ષ્મીદેવી રણે ચ્હડયાં.

**ર**સનિધિએ ખિન્નતામાં માથું નમાવ્યું તે વિલાસે જોયું; અને ત્હેનું હૈયું દ્રવી ઉઠયું. શું બીચારાપર આફત! શું ત્હેની સ્ત્રીપર આફત!

ત્હેની સ્ત્રી બીચારી પોતાના જેવડીજ હશે, અને અત્યારે એકાન્ત અવન્તીમાં પતિવિયોગે ઝુરી મરતી હશે. ત્હેણે તો બીચારીયે લાગવૃત્તિ નહિંજ કેળવી હોય. ત્હેને તો જગત મિથ્યા છે એવો ભાગ્યેજ ખ્યાલ હશે. પોતે પરણે અને સત્યાશ્રય દૂર દેશમાં કારાગૃહ સેવે તો પોતાને શું થાય?



ચિત્રકાર:] [રા. અનંત મ. માલી.

**પૃથિવી વલ્લભ.**

જે તરફ રસનિધિ હતો તે તરફ ત્હેની, જાણતાં અજાણતાં, નજર ગઇ. પૃષ્ઠ: ૩૦

આવા વિચારો ક્યાં સુધી ત્હેના મનમાં ઘોળાયા કર્યા. બીચારી કાવ્યસેવી, કોમલહૃદયી ઉદયામતીના દુઃખે ત્હેના સંયમી હૃદયને પણ દુઃખી બનાવ્યું. અને તેમાં ઉદયાનો પતિ કેવો સુંદર, વિદ્વાન હતો; આવા પતિ પાછળ કોણ દુઃખી ન થાય? પોતાની વાત તો જુદી હતી; પણ બીજાની શી સ્થિતિ? આવા વિચારો કરતાં ત્હેની આંખ પણ મીંચાઇ નહિ. આખરે ત્હેણે બારી ઉઘાડી બ્હાર ડોકીયું કર્યું.

રાત શાન્ત હતી–ચાંદની વાડીમાં પ્રસરી હતી. જે તરફ રસનિધિ હતો તે તરફ ત્હેની, જાણતા અજાણતા, નજર ગઇ–અને રસનિધિને ત્હેના મિત્ર ધનંજય જોડે ફરતાં ફરતાં વાત કરતાં જોયા. એકાગ્રતાથી તે જોઇ રહી–એ કવિવરો શી રીતે, શું વાત કરતા હશે ત્હેની કલ્પના કર્યા કરી. એકદમ તે ઉભી હતી ત્હેની નીચેનું બારણું ઉઘડયું–અને એક સ્ત્રી બ્હાર આવી. વિલાસ વિસ્મિત થઇ–અને પાછી ખંચાઇ ઉભી રહી.

ત્હેણે લક્ષ્મીદેવીને તરત ઓલખી; ત્હેને સંબોધન કરવા "બા"—શબ્દ ત્હેની જીભે આવી ઉભો, પણ ત્હેને માતાનો ધાક લાગ્યો એટલે મૂગી રહી. દેવી કવિરાજોને સુઇ જવાની વિનંતી કરવા જતી હતી એમ સ્પષ્ટ લાગ્યું. ત્હેણે ધીમેથી બારી બંધ કરી, ફરીથી ઉંઘ આણવાનો પ્રયત્ન કરવા માંડયો.

લક્ષ્મીદેવી હોઠ પર હોઠ દબાવી ઉભી રહી. મહાસામન્તને તૈલપરાજે બોલાવ્યા હતા એટલે ત્હેની વાટ જોતાં તે થાકી ગઇ હતી; અને બારીએથી નજર કરતાં બે કવિઓને જોઇ તે બ્હાર આવી.

છતાં તે માત્ર મળવા માટે આવી ન્હોતી. ઘડીયોની ઘડી સુધી તસુ ન્હડાવી ત્હેણે કાંઇ વિચાર કર્યા કર્યો હતો; અને તે એક દૃઢ નિશ્ચયપર આવી હતી. તે નિશ્ચય પૂરો પાડવા તે અત્યારે બ્હાર આવી હતી.

વર્ષો થયાં જુદી જુદી લાગણીઓ અત્યારે એક કેન્દ્રસ્થાને ભેગી મળી હતી; જુદા જુદા વિચારોની માલા ગુંથાઇ તે વડે એકજ જાપ ચાલ્યા કરતો હતો. ધીમાં, નિશ્ચયાત્મક ડગ ભરતી સ્થૂનરાજની પટરાણી રણે ન્હડી.

તે થોડેક આગળ આવી, અને ઉભી રહી. રસાનધિ ને ધનંજય કોઇનાં પગલાં સાંભળી ચમકયા ને મૂગા રહી ઉંચું જોયું.

"કવિરાજો!" ધીમેથી લક્ષ્મીએ કહ્યું.

બન્ને કવિઓ એકમેકની સ્હામું જોઇ રહ્યા.

"શું કહો છો બા?" ધનંજયે કહ્યું.

"કેમ હજી સૂઇ નથી ગયા?" ચારે તરફ જોઇ લક્ષ્મીદેવીએ પૂછ્યું.

"સ્થાન અપરિચિત છે–તે કયાંથી ઉંઘ આવે?" રસનિધિએ કહ્યું.

"કવિવરો! મુંજરાજને મારવાનો હુકમ થઇ ગયો છે" ધીમેથી લક્ષ્મીએ કહ્યું.

"હેં!" બન્ને બોલી ઉઠયા.

"હા."

બન્ને કવિઓએ નીસાસો મૂકયો. રસનિધિએ તબીયેત વાળી હોઠ કરડયા; ધનંજયે ડોકું નીચું નાંખ્યું.

"કેમ ધનંજય! શું વિચાર કરો છો?"

"બા! અમ્હારો સૂર્ય અસ્ત થઇ ગયો."

"હજુ વાર છે."

કોઇ બોલ્યું નહિ.

લક્ષ્મીદેવી પાસે આવ્યાં અને ન સંભળાય તેમ કહ્યું: "એને છોડવી લઇ જવાની છે હિંમત?"

ધનંજય ગભરાઇ પાછો હઠયો, પણ રસનિધિએ તીક્ષ્ણતાથી ઉંચું જોયું, અને એક પલમાં લક્ષ્મીદેવીના મનના વિચારો પારખ્યા. પણ તે ખોટું હસી "હું તો મશ્કરી કરૂં છું."

"બા!" રસનિધિએ કહ્યું. "તમ્હને મશ્કરી લાગે છે; પણ અમ્હારા તો અંતરની એ અભિલાષા છે. શું કરીયે? દેશ પારકો છે, માણસો પારકાં છે. અકલામણ કોને મ્હોડે કહાડીયે? અમ્હે તો કેદીયો."

"તમ્હે કયાં કેદમાં છો?"

"અમ્હે નથી; પણ અમ્હારો શ્વાસ ને પ્રાણ–મયુરાઆસના ભગવતી સરસ્વતીના લાડકવાયો અમ્હારો રાજા આવી દુર્દશાએ પહોંચ્યો છે. પછી શું દુઃખ ઓછું છે?"

"એ તો આજે આમ લાગે છે–કાલે વિસરી જશો."

"બા! કારાગૃહના કાળા ડામ કદીયે વિસરાયા છે? ને ત્હેનાં કલંક કદીયે દૂર થયાં છે?"

લક્ષ્મીદેવીનું મુખ ઝાંખું થયું. રસનિધિએ આગળ ચલાવ્યું: "તમ્હે સ્વતંત્ર છો–સુખી છો" દરેક શબ્દ પર ભાર મૂકતાં ત્હેણે કહ્યું.

"કેમ જાણ્યું?" કડવાશથી રાણીએ પૂછ્યું.

"તમ્હે તૈલપરાજના રાણીનાં બ્હેન છો–ત્હેના મહાસામન્તના પત્ની છો. તમ્હે

ક્યાં પરાધીનતા સહી છે, કારાગૃહો સેવ્યાં છે કે તમ્હને અમ્હારા પ્રભુની દયા આવે ? શું કરીયે પરદેશમાં કોઇની સહાય નથી;–નહિં તો—" કહી રસનિધિ અટકયો.

"શું કરો ?"

"તમ્હે કહ્યું તે. મુંજરાજને છોડવીયે."

"રસનિધિ! તૈલપરાજના પંજામાંથી કોઇ કદી સટકે?"

"સહસ્ર હાથનો સહસ્રાર્જુન મ્હાત થયો તો પછી બે હાથના તૈલપનો શો હિસાબ?"

"કવિરાજ!" લક્ષ્મીદેવી મશ્કરીમાં બોલવાનો પ્રયત્ન કરતાં હતાં છતાં તેમ્હાં ગાંભીર્ય આવ્યું. "આ કાવ્યો રચવાનું કામ નથી."

"ના. બા! આ તો કાવ્યોનો કર્તવ્યમાં સાક્ષાત્કાર કરવાનો છે."

"કરો જોઇએ" મશ્કરીમાં લક્ષ્મીદેવી બોલ્યાં.

"મુશ્કેલીજ માત્ર એટલી છે કે અહિયાંના કોઇ જાણભોમીયાની મદદ નથી. તમ્હે આપશો?" ધીમેથી રસનિધિએ પૂછ્યું. લક્ષ્મીદેવી રસનિધિના બોલવાનો અર્થ સ્હમજી. "મદદ તો ભોળાનાથ સદાએ આપશે. અમ્હારા રાજ્યમહેલના મહાદેવની માન્યતા ઘણી છે. ત્યાં આવી જો મુંજ એક બીલીપત્ર ચ્હડાવે તો બીજી પળે તે આકાશમાર્ગે અવન્તી જાય એવું તેમાં સત છે."

રસનિધિ આ શબ્દોનો અર્થ સ્હમજવા જરાવાર નીચું જોઇ ઉભો રહ્યો: ને પછી કહ્યું: "બસ એટલુંજને? તમ્હારી ખાત્રી છે?"

"હા. પણ ત્યાં આવવો જોઇએ."

"તે તો કેમ બને? ત્રીશુલધારી ભગવાન કોદાળી પાવડા મોકલે તો તો કાંઇ બને."

"રસનિધિ! તમ્હારી કલ્પનાશક્તિ જબરી છે."

"ત્યાર વગર હું કવિ થયો? બા! કાંઇ શંકરને મનાવવાનો રસ્તો બતાવો."

"શ્રદ્ધા રાખો."

"બા! અમ્હારે મન તો સ્થૂનાધીપના પટરાણીજ સાક્ષાત્ શ્રદ્ધાનો અવતાર છે."

"એ શ્રદ્ધા સદાયે ફ્લશે" ધનંજય વચ્ચે બોલ્યો.

"રસનિધિ! વજ્ર જેવું હૈયું છે?" ભ્રમર ચ્હડાવી લક્ષ્મીએ પૂછ્યું.

"હા."

"આમ આવો."

શબ્દો બોલ્યા વિના લક્ષ્મી અને રસનિધિ એકમેકનો અર્થ સ્હમજ્યાં; અને આગળ તે ને પાછળ કવિઓ એમ તે ત્રણે જણ મહેલની એક ઓતાડી બાજુ તરફ છાનાંમાનાં ચાલ્યાં.

મહેલનો એક ભાગ પડતર થવા આવ્યો હતો, ત્હેનું બાંધકામ ચાલતું હતું તે તરફ લક્ષ્મી ગઇ, થોડે દૂર એક ઝાડ નીચે કોદાળી, પાવડા, ટોપલા વિગેરે બાંધકામના સાધનો પડયાં હતાં. લક્ષ્મીએ આંગળી વતી તે દેખાડયાં, ને રસનિધિએ હા કહી.

ત્યાંથી મૂગે મ્હોડે લક્ષ્મી થોડે દૂર, ઝાડોની ઝુંડોમાં થઇ એક વાવ હતી તે તરફ કવિઓને લઇ ગઇ.

"આ વાવનું ભાંયરૂં રાજમહેલની નીચે નીકળે છે" લક્ષ્મીએ ધીમેથી રસનિધિના કાનમાં કહ્યું. "અને જે ખંડમાં એ ભાંયરૂ નીકળે છે, ત્યાંથી ત્રીશ હાથ દૂર બીજા ભાંયરામાં—"

"મું—"

લક્ષ્મીએ હોઠ પર આંગળી રાખી ત્હેને ચૂપ રાખ્યો, અને ત્રણે જણ જેમ ગયાં હતાં તેમ અંધારામાં લપાતાં પાછાં આવ્યાં. જ્યાં તેઓ ઉભાં હતાં ત્યાં આવી ત્રણેએ નિરાંતના નીસાસા મૂકયાં."

"આ પેલું અમ્હારા રાજ્યમહેલનું શિવાલય. એ મહાદેવ માટે શું કહેવાય છે તે ખબર છે?"

"ના. કે રોજ રાતે શહેર બ્હાર ભુવનેશ્વર મહાદેવના મંદિરમાં તે ભૈરવને મળવા જાય છે."

"કેવી રીતે?"

"એનો પોઠીયો છે તે જબરો છે. મંદિરમાંથી અલોપ થઇ, પાતાલ માર્ગે ભુવનેશ્વરના મંદિરમાં નીકળે."

"એમ?"

"હા. ભગવાન રીઝવા જોઇએ."

"બા! એ ભગવાન રીઝશે." હોંસભર્યા અવાજે રસનિધિએ કહ્યું.

"હવે ભોળાનાથની વાત પૂરી થઇ; મહારાજ હવે આવતા હશે. હું જાઉં છું."

"પધારો બા!" સાભાર અવાજે રસનિધિએ કહ્યું: "આજે અમ્હારાં કુલદેવી તમ્હે છો."

"તમ્હારાં કુલદેવી!"

"ભૂલ્યો." જીભ કરડી રસનિધિએ કહ્યું. "અવન્તીનાથના."

"હું મ્હારા સ્થૂનરાજની થાઉં તો બસ છે."

## પ્રકરણ ૧૪ મું.

### કાષ્ટપિંજર.

**આજે** રાતે **મૃણાલવતીને** ઉંઘ આવી નહિ. આ અપરિચિત અનુભવ હતો, કારણ કે તે સદાએ નીરાંતે ઉંઘતી. હેણે ઉંઘ આણવા મથામણ કરી, પણ કાંઈ પત્તો લાગો નહિ; હેણે ધ્યાન કરવા પ્રયત્ન કર્યો પણ તે રૂચ્યું નહિં. મુંજના પાપપુણ્યનું સરવાયું કહાડવામાંજ હેના મનને અત્યારે ખરો સાર સમાયેલો લાગ્યો.

ઘડીયો પર ઘડીયો વીતવા લાગી; પણ આંખો મીચાઇ નહિં, તેમ નજર આગળથી **મુંજ** ખસ્યો નહિં. પાપી મુંજને કચરી નાંખી પાપનું ફલ આપવું, કે હેનાપર દયા કરી હેને પુણ્યમાર્ગ દેખાડવો તે કાંઇ સ્હમજાયું નહિં. પલમાં હેને દુઃખી કરી, રીબાવી, હેના પાપનું પ્રાયશ્ચિત કરાવાનું મન થયું, ઘડીમાં હેના આત્માનો ઉદ્ધાર કરવા હેને નિષ્કલંક જીવનના પાઠ શીખવવાનું મન થયું. મન નિર્ણય પર ન આવ્યું, અને પ્રભાત આવી પ્હોચ્યું.

નિર્ણય કરવાનું હેણે મોકુફ રાખ્યું. કાષ્ટ-પિંજરમાં મુંજને પૂરવાનો હુકમ તો થઇ ગયો હતો, એટલે આ શિક્ષાથી જો તે કાંઇ નમે, હેને સદ્બુદ્ધિ આવે તો પછી નિર્ણય કરવો સ્હેલ થઇ જાય એમ હેને લાગ્યું. તૈલપનો દુશ્મન કેવો દુર્બુદ્ધિ હતો હેની હેને ખાત્રી થઇ; અને હેને પરિણામે તૈલપનો અને હેનો પ્રતાપ કેવો નીતિમાન અને ન્યાયી હતો હેની પણ ખાત્રી થઇ; અને પોતે આદરેલી નીતિને ન્યાયથીજ હેના ભાઇનો આખરે વિજય થયો એ ત્રણ વાત તે વધારે દૃઢતાથી માનવા લાગી.

સૂર્યોદય થતાં સ્નાન ધ્યાન કરીને તે રાજમહેલની બારીયે નીકળી; અને હેને જતાં જોઇ જક્કલાદેવી ને લક્ષ્મી પણ આવી લાગ્યાં. પાપીઓને કચરાતા જોવામાંજ સત્યનો વિજય હતો એટલે આવે પ્રસંગે રાજ્યમહેલનાં બધાં નરનારી હાજર થઇ ગયાં.

રાજ્યમહેલના ચોકમાં પણ લોકોની ઠઠ ભરાઇ હતી. રાજ્યમહેલની એક ભીંતની પાસેથીજ એક ખંડ જેવું મ્હોટું લાકડાનું પાંજરૂં ઉભું કરવામાં આવ્યું હતું.

અવારનવાર કાંઇક નરેશો તૈલપરાજના બાહુના પ્રાબલ્યથી નિરાધાર બની આ પીંજરામાં પોતાના પાપનો પશ્ચાતાપ કરવા આવતા હતા.

જાહેરમાં, તિરસ્કારમાં હસતા પ્રજાજનો સમક્ષ આખો દિવસ ગાળવો એ ગમે તેનો ગર્વ ગાળે એવો અનુભવ થઈ પડતો. જેહેણે સામાન્ય જનનો સંસર્ગ કદી કર્યો નહિં હોય, હેની આસપાસ દરેક પ્રકારના લોકો આવતા, હેની મજાકો કરતા, કોઇક વખત થુંકતા, કોઇક વખત ઢેભાં ફેંકતા, અનેક કટુ વચને હેને હેની સ્થિતિનું ભાન કરાવતા; જેઓ સિંહાસન કે અંબાડી શીવાય, છત્ર ને ચામરના આડમ્બર વિના કદી બેઠા ન હોય તેઓ નિરાધાર બની ઉભી રહેતા, થાકી, દીન બની પાંજરામાં બેસતા કે સૂતા.

આ યુક્તિ ભલા ભલાનાં માન ભંગ કરતી. ઇન્દ્ર જેહેવાનો ઓપ ઝાંખતો, કર્ણ જેહેવા દાનેશ્વરીઓ દીન બની મરણની યાચના કરતા. અધમતાનો આવા અનુભવે દરેક જણ જીભ કરડી કે માથું પટકી મરણની શાંતી મેળવવા પ્રયત્ન કરતું; અને આવે દરેક નિષ્ફલ પ્રયત્ને લોકો હસતા, કેદી લાચાર બનતો, અને તૈલપરાજની કીર્તિ દશે દિશામાં પ્રસરતી.

મૃણાલની વિવેકબુદ્ધિ જડ ન્હોતી બની; આ પાંજરામાં મુંજનો ગર્વ ગળે તેથીજ સત્યનો જય થશે એમ હેની ખાત્રી થઇ.

લોકોની પણ ઠઠ થઇ; અને મહામુશ્કેલીયે સૈનિકો લોકોને પાંજરાથી દૂર રાખી શક્યા.

બધા એકી નજરે જોઇ રહ્યા; મૃણાલના સ્વસ્થ હૃદયમાં અધિરાઇના–માત્ર અધિરાઇ નાજ–ધબકારા થવા લાગ્યા; અને મહેલના બારણામાંથી ચાર સૈનિકો મુંજને પીઠ પાછળ હાથ બાંધી પાંજરામાં લાવ્યા.

હેના મુખપર તેવીજ શાન્તિ ને ગૌરવ, હેની આંખમાં તે જ હાસ્ય, હેના પ્રચંડ શરીર પર તેવીજ સ્વસ્થતા હતી. હોંસથી હાથીએ ચ્હડતો હોય તેમ તે પાંજરામાં કુદીને આવ્યો, અને જરાક હસીને ચારે તરફ જોયું.

તે આવ્યો ત્યારે લોકોએ જરાક ઠીઠીયારી શરૂ કરી હતી; પણ હેનું સ્વરૂપ, હેનું હાસ્ય જોઇ બધા ચૂપ થવા લાગ્યા. હેને પકડી લાવેલા એક સૈનિકથી ન રહેવાયું.

“કેમ પૃથિવી–વલ્લભ! ખુશી તો ખરા?”

મુંજ હેના તરફ ફર્યો, આનંદથી હસ્યો, ને સ્તંભ સરખો પગ ઉંચકી, હેને એક એવી લાત મારી કે ઠેસ મારતાં રોડું જઇને દૂર પડે તેમ તે બીચારો હવામાં અદ્ધર ઉડી,

સૈનિકોએ પોતાને જવા સારૂં ઉઘાડા રાખેલા બારણામાં થઇ બ્હાર, લોકો હતા ત્યાં, પડયો.

સાથે મુંજે મ્હોટેથી કહ્યું: "ભાઇ તમ દૃષ્યે વિશેષ."

લોકો ખડખડાટ હસી પડયા, તાળી પાડવા લાગ્યા ને રસ્તામાં નિરાધાર પડેલા સૈનિકની મશ્કરી કરવા લાગ્યા. અટારીપર ઉભેલી મહેલની સ્ત્રીઓનું પણ હસવું માયું નહિં. બીજા સૈનિકો પાંજરામાંથી ઉતાવળા બ્હાર નીકળ્યા ને બારણું વાસી દીધું.

પેલા સૈનિકને બીજાઓએ મહામહેનતે ઉભો કર્યો. ત્હેની વેદનાની બૂમે લોકો હસતા; ને મુંજ પણ હસતો. ત્હેને ઉભો કર્યો ત્યારે પાંજરામાંથી મુંજે કહ્યું: "ભાઇ! તું તો ખુશી ખરો?"

લોકો ખડખડ હસી પડયા. બધા મુંજ પરનો દ્વેશ ભૂલી ગયા ને ત્હેણે કરેલી ગમ્મતથી ખુશ થયા.

આ ગમ્મતથી હસતો મુંજ ચારે તરફ આનંદથી જોઇ રહ્યો. ત્હેણે અટારીપર નજર નાંખી, મૃણાલવતી તરફ જોયું, અને માથું નમાવી નમસ્કાર કર્યા. જક્કલા જરાક હસી પણ લક્ષ્મી ખડખડાટ હસી પડી. માત્ર મૃણાલે પ્હોંચા કરડી જોયા કર્યું. આ પાપીમાં ખિન્નતા ન્હોતી. ત્હેનું ગૌરવ અભંગ હતું, ત્હેની સ્વસ્થતા નિશ્ચલ હતી. શું આ માણુસ ધુળ ચાટતો ન થાય?

મુંજે ત્હેના પાંજરાની આસપાસ ઉભેલા લોકો તરફ જોયું.

"તમ્હે આ શું કરો છો? તમ્હને શરમ નથી આવતી? તમ્હારો રાજા આજે અવન્તીપતિને પકડી લાવ્યા છે ને તમ્હે આવા સાદા વસ્ત્રમાં? ને આમ મૂઢ જેવા. જાઓ જાઓ." મજાકમાં હસતાં મુંજે કહ્યું. "જરા ફાંકડા થઇ આવો. તૈલંગણની સુંદરીઓ કયાં છે? સ્ત્રીઓ વગર વિજય ઉત્સવ થાય? રંગ, રાગ, બધી સામગ્રીઓ જોઇએ."

ત્યાં ઉભેલા લોકો હસ્યા. મુંજે એક ન્હાની છોકરીને બોલાવી.

"આમ આવ. ત્હને ગાતાં આવડે છે?"

"ગાતાં!"

"ગાંડી! અવન્તીમાં ત્હારી જેવડી છોકરીઓ હોય તો અત્યારે ગાય, બજાવે ને નાચે. ત્હને નાચતા આવડે છે?"

"ના."

"હત્ તારી."

"ગાતાં આવડે છે?"

"ના."

"કેવા માણુસો છો? બીચારો તૈલપ જીતીને આવ્યો ને તમ્હે ત્હેને ગીતે વધાવતાયે નથી. ચાલ હું શીખવું. ત્હને સંસ્કૃત આવડે છે?"

"નાજી."

"ઠીક જો, શીખવું.—ત્હારી તૈલંગણી મ્હને ખરેખર આવડે છે કે નહિ તે જોજે"—

"તૈલપતણી નગરી સદા રસગાન તાન વિહિન જે."—

"જોઉં બોલ. આવડયું?" નીચા વળી, ઉતાળ અવાજે મુંજે પૂછયું.

બાલા બીચારી શરમાઇ નીચું જોઇ રહી. લોકો હસતે મ્હોડે જોઇ રહ્યા.

"બોલ—બોલ! ગભરાય છે શું? જો હું ગાવા લાગું."

છોકરીએ ઉંચું જોયું અને આવો સ્નેહાલ અવાજ, આવું પ્રતાપી મુખ, આવી શ્રદ્ધાઆકર્ષી નજર જોઇ ત્હેનો ગભરાટ અદૃષ્ટ થયો; અને મુંજની સાથે ધીમેથી ગાવા લાગી "તૈલપ તણી નગરી સદા—"

"શાબાશ!" મુંજે કહ્યું "ચલાવ—ચલાવઃ—રસ ગાન તાન વિહિન છે."

છોકરી બોલી; લોકો પણ ધીમેથી બોલ્યા. મુંજે અવાજ મ્હોટો કહાડી બીજી ટુંક ઉપ્રેરી.

"તે પૃથ્વી કેરા નાથના પદસ્પર્શથી રાચી રહે."

મુંજના સંસ્કારી, બુલંદ અવાજના પડધા શમ્યા. લોકોના હૃદયમાં ગભરાટ પેઠો, અને તેમ્હના ભયભર્યા નયનો અટારીમાં બેઠેલી મૃણાલવતી તરફ ફર્યા.

મુંજે મશ્કરીમાં પૂછયું: "મૃણાલબાથી ગભરાવ છો? ગભરાશો નહિ. તેમ્હણે પણ એ વાત કબૂલ કરી છે." મૃણાલ સાંભળે એમ મુંજે કહ્યું. મુંજનો મીઠો, હસતો અવાજ બધે પ્રસરી રહ્યો, અને મૃણાલના ગુસ્સાનો પાર રહ્યો નહિ. ત્હેની આંખમાં વીજળી ચમકી, અને રખે ત્હેની અસ્વસ્થતા કોઇ જોઇ જાય એવા ડરે તે એકદમ ત્યાંથી ચાલી ગઇ.

અટારીમાં ભંગાણ પડયું. જક્કલાદેવી પણ ત્યાંથી ચાલ્યાં ગયાં, થોડી દાસીઓ પણ ગઇ. માત્ર લક્ષ્મી પ્રફૂલ્લ હૃદયે જોઇ રહી.

મુંજ પેલી છોકરી તરફ ફર્યો. "ચાલ બ્હેન પૂરૂં કર તો—

"તૈલપ તણી નગરી સદા, રસ ગાન તાન વિહિન છે.

તે પૃથ્વી કેરા નાથના પદ સ્પર્શથી શાચી રહે." બોલો બોલો."

કેટલાકો બ્હીતા બ્હીતા બોલ્યા.

એટલામાં રાજ્યમહેલમાંથી પચ્ચીસ ત્રીસ સૈનિકો આયુધો લઇ આવ્યા અને લોકોને વીખરાવવા ત્હેનાપર તુટી પડયા.

લોકો જીવ લઇ ન્હાસી ગયા. મુંજે પાંજરામાં ઉભા ઉભા હસ્યા કર્યું; સ્હામું અટારીપર લક્ષ્મીએ તે હાસ્યનું પ્રતિબિમ્બ પાડયું.

## પ્રકરણ ૧૫ મું.

### માધવનો સંયમ.

બીજે દિવસે સ્હવારે રસનિધિ સ્નાનસંધ્યા કરી શિવને બીલી ચ્હડાવવાને મિષે જે મહાદેવના પ્રતાપની વાત લક્ષ્મીદેવીએ કરી હતી ત્હેનું દર્શન કરવા ગયો.

શિવાલયમાં વિલાસને ધ્યાન કરતી જોઇ, રસનિધિ થોડીવાર ઉભો રહ્યો; અને તે કોમલ લાવણ્યવતી બાલિકાને અરસિક વૃદ્ધોને શોભે એવા પદ્માસનને પણ મોહક બનાવતાં જોઇ. એક પલવાર ત્હેના બીડેલાં નેત્રોનો રૂપાળો ઘાટ, અંગરેખા અસ્પષ્ટ છતાં અપૂર્વ મરોડો તે કવિની દૃષ્ટિએ જોઇ રહ્યો. અને તે જોતાં જોતાં ત્હેનું હૃદય તે વૈરાગ્યની જ્વાની આંચે ચીમલાઇ રહેલી વેલને રસ સીંચી બચાવવા તલસી રહ્યું.

પોઠીયો કયાં હતો તે ત્હેણે નજરમાં ઘાલ્યું. અને પાસે જઇ શંકર પર બીલી ચ્હડાવી અને બારણા આગળ જઇ વિલાસ ધ્યાનમાંથી પરવારે ત્હેની વાટ જોતો ઉભો.

થોડીવારે કોઇ આવ્યું. રસનિધિ પાછો ફર્યો અને સત્યાશ્રયને આવતો જોઇ જાણે બીલી ચ્હડાવી પાછો જતો હોય તેવો ડોળ ઘાલી મંદિરના પગથીયાં ઉતરવા લાગ્યો.

"કોણ છે?" સખ્તાઇથી, ભવાં ચ્હડાવી સત્યાશ્રય બોલ્યો.

"હું? અવન્તીનાથનો કવિ છું."

"મહાસામન્ત છોડવી ગયા તેમ્હાનો?" તિરસ્કારપૂર્ણ સવાલથી રસનિધિએ પણ સ્થીર દૃષ્ટીએ જોયા કર્યું: "હા"

"અહિયાં કેમ આવ્યો છે?"

"શંકરના દર્શન કરવા" તોછડાઇથી રસનિધીએ કહ્યું.

"તમ્હારે માટે ગામમાં શિવાલયો ઘણાં છે. આમાં કોઇને જવાનો હુકમ નથી."

"શંકરભુવન સદાયે સઘળાનેજ માટે હોય છે. અમ્હારે ત્યાં તો એવો નિયમ છે; અહિંયા કેવો છે ત્હેની મ્હને ખબર નથી."

સત્તાપૂર્ણ ઉચ્ચારણથી સત્યાશ્રયે જોયું; અને આવા નજીવા માણસ જોડે જીભાજોડી ન કરવા માત્ર આટલુંજ કહ્યું: "ઠીક! હવે ખબર પડીને?"

રસનિધિ જવાબ આપે તે પહેલાં સત્યાશ્રય ત્યાંથી ચાલ્યો ગયો. કવિએ થોડી વાર હોઠ દાબી જોયા કર્યું, સરસ્વતીના ભક્તને ન છાજે એવો ગુસ્સો ત્હેના હૃદયમાં ભરાઇ આવ્યો હતો.

તે મંદિરની પાછળ જઇને ઉભો, અને થોડી વારે સત્યાશ્રય બ્હાર નીકળી રાજમહેલમાં ગયો એટલે તે પાછો મંદિરમાં આવ્યો. વિલાસ મહાદેવજીની પૂજા કરતી હતી.

"કેમ વિલાસવતીબા!" રસનિધિએ પૂછ્યું: "શું કરો છો?"

"હમણાંજ ધ્યાન કરી રહી."

"ભલું ત્હમને આવી રમણીય સ્હવારે અહિંયા કેદ થઇ રહેવું ગમે છે?"

"મ્હને એમ્હાં કેદ લાગતીજ નથી. ધ્યાન કર્યા વિના ચિત્તવૃત્તિનો નિરોધ કેમ થાય?"

"નિરોધ શા માટે કરવો જોઇએ ત્હેનીજ મ્હને સ્હમજ પડતી નથી."

"જુઓની. ઉદયામતી નથી તેથી તમ્હને કેટલું શોષવું પડે છે? નિરોધ હોય તો એવું ન સ્હેવું પડે."

રસનિધિ હસ્યો. "તમ્હને ઉદયામતી યાદ રહી ગઇ લાગે છે."

"હા. આખી રાત ત્હેનાં, અને પેલો તમ્હે નાટક કહ્યો હતો ત્હેનાં સ્વપ્નાં આવ્યાં કર્યાં."

"આ તમ્હારો નિરોધ કે?"

"મ્હારામાં જરા કલંક પેઠું છે ખરૂં." વિલાસે હસીને કબૂલ કર્યું: "પણ હું તો હજુ કાચી છું."

"ભોળાનાથ કરે ને તમ્હે પાકાં ન થાઓ."

વિલાસવતીએ મૂંગે મ્હોડે શંકરપર ફૂલ ચ્હડાવ્યાં, અને પગે લાગી તે ઉઠી.

"હવે કયાં જશો?"

"મૃણાલબાને પ્રણામ કરી આવું."

"મૃણાલબા તો પૃથિવી-વલ્લભ પાંજરામાં પૂરવાના છે તે જોવા ગયાં છે"

"ત્યારે શું કરૂં? પેલો તમ્હારો નાટક કહો જોઇએ. તમ્હારે કઉં જવું છે.?"

"ના," રસનિધિએ કહ્યું "એ નાટક સાંભળી શું કરશો? ત્હેમાં શુષ્ક વૈરાગ્ય નથી,

સંયમ નથી, ચિત્તવૃત્તિનો નિરોધ નથી. ત્હેમાં તો બે નિર્દોષ, નિખાલસ હૃદયનાં હેતાળ બાળકોની કથા છે. તે એકબીજાને પ્રાણથી પણ અધિક માનતા, એકબીજાને જોવામાંજ મુક્તિની સિદ્ધિ માનતા. તેમ્હને હૃદયે લાગની અંધારી ન્હોતી, તેમ્હની ઉર્મિઓપર અપવાસનો અંકુશ ન્હોતો. તમ્હે તેમ્હની કથા સાંભળી શું કરશો?"

"મ્હારી બાએ સાંભળી તો હું શા સારૂ ન સાંભળું?"

રસનિધિ રસભરી દૃષ્ટિથી વિલાસ તરફ જોઇ રહ્યો. "સાંભળો ત્યારે. વિદર્ભરાજના અમાત્ય દેવરાતનો પુત્ર માધવ પદ્માવતીમાં અભ્યાસ કરવા આવ્યો. ત્યાં અચાનક ત્હેણે મદનોદ્યાનમાં અમાત્ય ભૂરિવસુની પુત્રી માલતીને જોઇ અને પ્રેમઘેલો થઇ ગયો."

"પ્રેમઘેલો!"

"હા; તમ્હારી ભાષામાં કહીયે તો એક પલમાં ત્હેણે સંયમ અનુભવ્યો."

"તે કેમ?"

"ત્હેણે માલતીપર ચિત્ત ઠેરવી ધારણા કરી; ત્હેની સાથે એકતાનતા સાધી ધ્યાન કર્યું; અને ત્હેનેજ જોઇ રહી, પોતાનું સ્વરૂપ વિસરી ગયો—એજ સમાધિ: त्रयमेकत्र संयम[1]

વિલાસના હસવાનો પાર રહ્યો નહિં. "વાહરે એનો સંયમ!"

"તમ્હને જે માટે આટલા વર્ષો જોઇએ છે તે ત્હેણે એક પલકમાં અનુભવ્યું.

"પછી?"

"પછી શું? બીચારો માલતી વિના અધીરો બન્યો. ત્હેણે ત્હેના મિત્રને પોતાનું દુઃખ કહેવા માંડ્યું—"

"શું?"

"કે તે હતી ત્યારે જે હૃદય વિસ્મયથી સ્તબ્ધ થયું, ભાવશૂન્ય બન્યું, અમૃતમાં નાહ્યું હોય તેમ આનંદથી મંદ બની રહ્યું—તે ત્હેના વિના અંગારનો સ્પર્શ થયો હોય તેમ બળ્યું બળ્યું થઇ ગયું." ૨

"અરે બીચારો!"

"એટલે શું થયું? ન મપાય એવો, ન વર્ણવાય એવો, જન્મારામાં ન અનુભવાયલો એવો, વિવેકના વિનાશથી વધતા મોહને લીધે ગહન એવો વિકાર ત્હેને સંતાપવા લાગ્યો, જડ કરવા લાગ્યો. બીચારો ભ્રમિત થઇ ગયો—(૨) આંખમાં આંસું લાવી મિત્ર મકરંદને કહેવા લાગ્યો "મીત્ર! પડી વસ્તુ પરખાતી નથી; સરોવરના શિતલ જલમાં, મીઠી ચંદ્રિકામાં પણ તાપ શમતો નથી. ભાઇ! મન કાંઇ ચોટતું નથી—ભમે છે—કાંઇ કાંઇ દેખે છે." (૨)

રસનિધિ માત્ર વાત ન્હોતો કહેતો—ભાવો અનુભવતો હતો. તે વિલાસ, શિવાલય, માન્યપેટ વિસરી ગયો; ત્હેની આંખોમાં કાંઇ જુદુંજ તેજ આવ્યું. ધીમેથી, તે હૃદયના ઉદ્‌ગારો ભવભૂતિના શબ્દમાં કહાડવા લાગ્યો.

"દુનિયામાં ચંદ્રકલા છે—ઘણીયે વસ્તુ વીજળી છે. પ્રકૃતિથી મધુર બની મનને આનંદ આપે છે. પણ જ્યારે મ્હારી વિલોચન ચંદ્રિકા મ્હારે નજરે ચ્હડી ત્યારેજ મ્હારાજનો મહોત્સવ થયો" આવો મહોત્સવ કરનારીને કોણ વિસરે? માધવનો કાંઇ વાંક હતો. તે તો માલતીને અહિં, તહિં અગાડી પછાડી, બહાર અને અંદર દશે દિશામાં જોવા લાગ્યો." ૨

રસનિધિ અટક્યો. ત્હેણે ઉંડો શ્વાસ લીધો. બોલતાં ત્હેનું હૃદય પીગળી ગયું હતું. નીસાસો નાંખી ત્હેણે કહ્યું:

"જ્હેણે આ નજ અનુભવ્યું હોય તે પ્રેમ સમાધીમાં શું સ્હમજે?"

વિલાસ તો આ શબ્દોથી, આ ભાવથી દિઙ્મૂઢ બની જોઇજ રહી. ત્હેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

"વિલાસવતી! આ નાટકનો પ્હેલો અંક." રસનિધિએ પણ ધોતીઆના છેડા વતી આંખ લુછી.

"કવિરાજ! તમ્હને પણ આંખમાં આંસુ આવ્યાં."

"ન આવે! અત્યારે હું પણ માધવનીજ સ્થિતિ ભોગવું છું. કયાં હું ને કયાં મ્હારી ઉદયામતી?"

થોડીવાર બન્ને જણ મૂગાં મૂગાં ઉભાં રહ્યાં.

"બાકીનો નાટક હવે પછી કહેજો" વિલાસે આશ્વાસન આપતાં ધીમા, હેતાળસે અવાજે કહ્યું.

"જેવી ઇચ્છા" કહી રસનિધિએ ફરીથી નિસાસો મૂકયો.

હેતભર્યાં હૈયાએ ભીની કરેલી આંખો સહિત વિલાસ જોઇ રહી.

"ચાલો ત્યારે રજા" થોડીવારે રસનિધિએ કહ્યું.

"હા." કહી બન્ને મૂગાં મૂગાં છુટાં પડયાં.

---

૧ પતંજલી યોગ દર્શન. ૨ માલતી માધવ.

## પ્રકરણ ૧૬ મું.

### ફરી એક પ્રયત્ન.

**મૃણાલવતી**નો ગુસ્સો સંયમની મર્યાદા મૂકી આગળ વધ્યો. જપ, તપ, ધ્યાન કે પારાયણે તે શમ્યો નહિ. પૃથિવી-વલ્લભનું વિજયી હાસ્ય મન આગળ રમી રહ્યું-પોતાની સત્તા બધાપર બેસાડતું ગયું. શાન્ત, સપાટ, ને શુષ્ક રણ પર મહેરામણનાં મોજાં ફરી વળવા માંડયા.

તે અધમતાનો સ્વાદ ચખાડવા ગઇ-પણ પોતે ચાખીને પાછી પડી. મનમાં શંકા થઇ: વિજેતા કોણ-પોતે કે પૃથિવીવલ્લભ! આ ઉપનામથી તે કદી મુંજ વિષે વાત કરતી નહિં-છતાં કોણ જાણે કેમ એજ નામ ત્હેનું જ હોય એવો ભાસ થવા લાગ્યો. એ ભાસ જેમ થવા લાગ્યો, તેમ અકળામણ વધવા લાગ્યું.

મનમાં અસ્પષ્ટ રીતે ખ્યાલ ખડો થવા લાગ્યો કે આ પુરૂષ અદ્‌ભૂત અને અપ્રતિમ હતો. બુદ્ધિની મદદથી આ ખ્યાલને દબાવી દીધો-ભ્રમ લેખી, દૂર કરવા પ્રયત્ન આદર્યો. એમાં શું હતું? તે હતો, માત્ર માણસ જેવો માણસજ. આ વિચાર ત્હેણે હજાર વાર મ્હોટેથી ઉચ્ચાર્યો, છતાં અંતરમાં ગેબી અવાજે પ્રશ્નનો પડઘો પડયો: શું માણસ જેવોજ માણસ?

બપોર પડી. સૂર્યનારાયણના પ્રતાપથી ડરી પૌરજનો ઘરમાં ભરાઇ બેઠા; રસ્તાઓ શૂન્ય થઇ રહ્યા; નગર પર નિર્જનતાના જેવી શાન્તિ પ્રસરી ગઇ. પોતાના એકાન્ત ખંડની નિર્જનતામાં પણ વિચિત્ર વિચારોએ કરેલી ગીચ વસ્તીમાં તે ગુંચવાઇ, અકળાઇ બેઠી.

ત્હેનું પ્રભાવશાળી મગજ આ નવા અકળામણને શમાવવા અને મુંજને નમાવવા નવા નવા પ્રયોગો શોધવા મંડયું. શોધ ઘણી કરી, પણ એકે જડયો નહિં.

ત્હેણે બારી ઉઘાડી. રસ્તો નિર્જન હતો, અને ગરમ પવન વાતો હતો. મહા મહેનતે કેળવેલી નિર્દ્વંદ્વતાને પરિણામે આ તાપનો ત્હેને હિસાબ ન્હોતો. છતાં, જંગલમાં દાવાનળ ભભુકતાં પહેલાં પાંતરાંઓમાં પડયો પડયો ધૂમાય, તેમ કાંઇ અંતરમાં થતું હતું; અને ત્હેનો તાપ આછો, અસ્પષ્ટ ત્હેના હૈયાને શેકવાની શરૂઆત કરી રહ્યો હતો.

થોડે દૂર એક અગાશીમાં એક સ્ત્રી લુગડાં સૂકવતી હતી. તાપના પ્રતાપે નિરાધાર બનેલું શહેર સ્મશાન સમું શાન્ત હતું. તે શાન્તિમાં પેલી સ્ત્રી ગાતી હતી તે સંભળાયું.

"તૈલપતણી નગરી સદા, રસગાન-"

મૃણાલની આંખમાંથી અંગાર વર્ષ્યા. ત્હેણે ક્રોધની ભભુકતી જ્વાલ શમાવતાં તે ધ્રુજી ઉઠી. તિરંબાજ સૈનિકને બોલાવી પેલી સ્ત્રીને વિંધી નાંખવાનો હુકમ કરવાનું મન થયું; પણ એ કૃત્ય કેવું મૂર્ખાઇ ભરેલું દેખાય તે વિચાર આવતાં ત્હેણે મનને રોકયું. આ બધી અશાન્તીનું મૂળ કારણ તો મુંજ હતો. આ નિર્જીવ પ્રજાપર શામાટે ત્હેનો કાલ કહાડવો.

ત્હેણે ગુસ્સો રોકી પાછો વિચાર કરવા માંડયો. શી રીતે મુંજ મ્હાત થાય? કાષ્ટ-પિંજર તો મુંજની મહત્તા સ્થાપવાનુ સિંહાસન બન્યું હતું; તેલંગણની પ્રજા ત્હેના શબ્દોનો ઉચ્ચાર કરતાં પોતાના ફરમાનોનું પણ ઉલ્લંઘન કરી રહ્યા હતા. શો રસ્તો?

તે બીજા છજામાં ગઇ. ત્યાંથી કાષ્ટપિંજર દેખાતું હતું. ત્હેના હુકમથી સૈનિકો પાંજરાની ચારે પાસ ફરી વળ્યા હતા, અને ચોકી કરતા હતા.

આ તાપમાં, આવી સ્થિતિમાં પણ મુંજ તેવો ને તેવો ઉભો હતો; અને બે ત્રણ સૈનિકો જોડે વાત કરતો હતો. ત્હેનું મ્હોં હસતું હતું; ત્હેની આંખોમાં આનંદ હતો; ત્હેનો ગૌરવ અભંગ હતો; ત્હેનું શરીર અણનમેલું ને પ્રભાવદર્શી તેજ પ્રસારી રહ્યું હતું.

ત્હેની છજાની બારી ઉઘડતાં મુંજે ઉચું જોયું ને પ્રતાપી સૌંદર્યે અપૂર્વ દેખાતા મુખ-ધનુષ્યમાંથી એક ભયંકર હાસ્યબાણ મૃણાલ તરફ માર્યું. ગુસ્સામાં, પગ ઠોકી તે છજામાંથી પાછી આવી ને જોરથી બારણું બંધ કર્યું.

"કોઇ છે કે?" વિકરાળ અવાજે ત્હેણે બરાડો માર્યો.

"બા!" એક દાસી આવી.

"રણમલ્લ નાયક છે કે?"

"બા! જોઉં."

થોડી વાર ત્હેણે આમ તેમ ફર્યા કર્યું: અને નાયક આવી પ્હોંચ્યો.

"રણ!" સખ્તાઇથી ત્હેણે કહ્યું.

"બા" નાયક હાથ જોડી, આ સખ્ત અવાજથી ધ્રૂજતાં બોલ્યો.

"આ પ્રમાણે ત્હારા માણસો ચોકી કરે છે?"

"ફેવી—"

ત્હેણે જઇ છજાનું બારણું ઉઘાડયું ને રણુમલ્લને પાંજરૂં બતાવ્યું.

"આ પેલા ચોકી કરે છે કે ડોળી ખેલવા નીકળ્યા છે? દરેકને કહી દે કે જો કોઇએ એ મુંજ જોડે વાતચીત કરી તો ત્હેનો કાલે વધ કરવામાં આવશે."

"જેવી આજ્ઞા" કહી નાયક પાછો ગયો.

જેમ સાંજ પડવા લાગી, તેમ ત્હેના હૃદયમાં પણ શાન્તી પ્રસરવા લાગી; અને આ ગુસ્સો નિરર્થક લાગ્યો. મુંજ પાપી હતો–દયાને પાત્ર વધારે લાગ્યો. આવા માણસ તરફ ગુસ્સો કરવો તે ભૂલ લાગી. અધમ તરફ ક્રોધ કરવો, ત્હેને ત્યાજ્ય તરીકે તરછોડવો એ એને પોતાના નિયમની વિરૂદ્ધ લાગ્યું. મુંજ છેક તો ખરાબ નજ હોય. દરેક મનુષ્ય હૃદયમાં કોઇ એક સદ્ગુણનો સ્તંભ મળી આવેજ; અને ત્હેને આધારે જો પુનઃરચના થાય તો જરૂર તે હૃદય નિષ્કલંક થાય. ત્હેને પોતાને પોતાની ભુલ માટે પશ્ચાતાપ થયો. ત્હેણે મુંજને વધારે વાત કરવા દીધી હોત તો જરૂર ત્હેના સ્વભાવમાં છુપાયલો સદ્ગુણનો સ્તંભ હાથ લાગત. આ વિચારમાલાના મણકા ગણતાં ત્હેને પોતાની અપૂર્ણતાનું ભાન થયું; અને પૂર્ણતા પ્રાપ્ત કર્યાની જે ખાત્રી હતી તે નષ્ટ થવા લાગી.

સાંજના તૈલપરાજ મળ્યા.

"કેમ બા! કેમ આજે દેખાયાં નહિ?"

મૃણાલ ગુંચવાઇ; જીવનમાં પહેલી વાર શું જવાબ દેવો તે સુઝયો નહિ.

"ત્હારી કીર્તિનો વિચાર કરતી હતી."

"હવે શું વિચાર કરવો બાકી રહ્યો છે?"

"મુંજનું માન હજુ ઉતર્યું નથી ત્યાં સુધી બધુંજ બાકી છે."

તૈલપની ઝીણી આંખોમાં રતા આવી "હા! મ્હેં સાંભળ્યું કે કાષ્ટપિંજરમાં પણ ત્હેની નફટાઇ તે છોડતો નથી."

"હા. હું પણ ત્હેનો ગર્વ ગાળવાનો ઉપાયજ યોજું છું."

"શા માટે? કાલે રાજ્યસભામાં એને બોલાવવો છે; એટલે ત્યારે મળીશ."

"હા. તું ગભરાતો નહિં. હું એને એના દુષ્કર્મનો પૂરેપૂરો પશ્ચાતાપ કરાવીશ."

"તમ્હારા પ્રભાવમાં મ્હને શ્રદ્ધા છે" તૈલપે કહ્યું. "અને કાલે રાજ્યસભામાં એની પાસે પાદપ્રક્ષાલન કરાવીશ ત્યારે સીધો દોર થઇ જશે."

"બાઇ! સમાલીને કામ લેજે. એ બીજા રાજાઓ જેવો નથી. એને વાળવો કઠણ કામ છે."

"બા! તમ્હારો આશીર્વાદ ને તમ્હારી સલાહ; પછી કોની મગદૂર છે કે સ્હામું થાય?"

"ને હમણાં હું એને મળવા જાવું છું તો."

"કેમ?"

"એને એનાં કલંકિત જીવનનો ખ્યાલ પૂરે પૂરો કરાવવો છે. મ્હારી કીર્તિપર એણે કેટલી ધુળ નંખાવી છે, મ્હારાપર કેવાં કેવાં કાવ્યો ને નાટકો રચ્યાં છે ને રચાવ્યાં છે. એ બધાંનો ચુકતે હિસાબ આપવો છે."

"ત્યારે એનો હાલ વધ તો કરાવીયેજ નહિં?"

"ના! ભાઇ! એ વિજય માત્ર ટુંકજીવી થઇ પડશે. જેમ એ રીબાશે, જેમ એ માનભંગ થશે–તેમ્હાંજ કીર્તિ વધશે. આવા દુશ્મન પર દોર બેસાડવો એ બધા ચક્રવર્તિઓના નશીબે નથી લખાયેલું હોતું."

"ઠીક! ત્યારે આજે તમ્હે મળો. કાલે રાજ્યસભા છે. પછી જોઇએ એ કેમ ચાલે છે? કાષ્ટપિંજરની પાસે સૈનિકોની ચોકી તમ્હે મૂકાવી?"

"હા! ત્હેં નહિં જોયું. પ્રજાજન પાસે ત્હારી ઠેકડી કરાવતો હતો."

"હા! મ્હને દેવીએ કહ્યું. મ્હને તો એની જીભ ખેંચી કહડાવવાનું મન થયું; પણ તમ્હારી સંમતિ ન્હોતી એટલે માંડી વાળ્યું. ઠીક! કાંઇ નવીન હોય તો રાતે કહાવજો."

"હા."

તૈલપે સાષ્ટાંગ પ્રણામ કર્યા અને મૃણાલે આશીર્વાદ દીધો.

* * * *

મૃણાલના હૃદયમાં એક ડંખ થયો. શું ત્હેનું હૃદય કલંકી થયું? શા માટે ત્હેણે તૈલપને દીલ ખોલીને વાત નજ કરી? શા માટે પોતાના તર્કવિતર્કો દબાવવા ત્હેણે મિથ્યા વાતો કર્યા કરી?

પણ આ વાતથી પોતાના ને પોતાના ભાઇના પ્રતાપમાં ત્હેને જે અડગ શ્રદ્ધા હતી–જે શ્રદ્ધા સરવા લાગી હતી–તે પાછી દૃઢ થઇ. મુંજના ખોટા આડંબરથી તે અંજાઇ ગઇ હતી; નિરાધાર કેદીની નફટ વાતોથી મ્હાત થઇ હતી. પોતે કેવી મૂર્ખ હતી કે આમ અંજાઇ ગઇ. આમ મ્હાત થઇ? ત્હેના હૃદય જેવા નિષ્કલંકી હૃદયને આ ઘટે? વિચારો જુદી દિશા તરફ વળ્યા; હૈયામાં હામ આવી, ને સરી-

જતી સ્વસ્થતા સુદૃઢ કરી તે મુંજને મળવા તૈયાર થઇ.

એ માણુસના વિચારે વિચાર જાણુવા, એના કર્તવ્યહેતુનું પૃથક્કરણ કરવું, એની જીવનજાલનાં ગુંચલાં ઉકેલવાં એ ત્હેના જેવી પ્રતાપી યોગીની ને મુત્સદ્દી શીવાય કોણ કરી શકે? એ કાર્યમાંથી ડગવામાં કાયરપણુ લાગ્યું. ત્હેનો ભાઇ તો પાદપ્રક્ષાલન મારી ઠોકી કરાવશે; પણ પોતે નિષ્કલંક જીવનની પ્રબલ સત્તાથીજ આ અધમ અવન્તીનાથ પાસે પશ્ચાતાપના જલે પોતાના પગ ધોવડાવશે.

રણમલ્લને બોલાવી ત્હેણે હુકમ કર્યો કે મુંજને પાંજરામાંથી ભાંયરામાં લઇ જવો. આ કામ કરી નાયક પાછો આવ્યો કે ત્હેને સાથે લઇ તે મુંજને મળવા ગઇ.

## પ્રકરણ ૧૭ મું.

### કોને કોણ શીખવે?

સખ્તાઇમાં સંકોચાયેલી ભમરો, સંયમથી નિયમિત ને ધીમાં થયેલાં ડગલાં—મૃણાલના મનના ભાવોનો ખ્યાલ આપતાં હતાં. તો પણ હૃદય પ્હેલાં જેવું સ્વસ્થ ન્હોતું, શ્રદ્ધા પ્હેલાં જેવી અડગ ન્હોતી.

પ્રાછળ આવતાં રાજ્યવિદ્યાત્રીની ભયંકર મુખમુદ્રા જોઇ મશાલચી કાંપવા લાગ્યો; ભાંયરાંના રખેવાળ આવે વિચિત્ર વખતે મૃણાલબાને જોઇ, અણચિંતવ્યા સંયોગોની ઝાંખી થવાથી, ત્રાસવા લાગ્યા.

ભાંયરાંના બારણા ખૂલ્યાં; અને બાના હુકમ પ્રમાણે અંદર મશાલ મૂકી મશાલચી બ્હાર આવીને ઉભો.

મૃણાલ અંદર આવી ને ભાંયરાંના અંધકાર સાથે દૃષ્ટિ પરિચિત કરવા લાગી.

એક ખૂણામાં અવન્તીનાથ માથું હાથપર ટેકવી પડયો હતો. ત્હેણે ધીમેથી ઉંચું જોયું ને મીઠાશથી કહ્યું: "આવો! હું તમ્હારીજ વાટ જોતો હતો."

વાક્ય એવું સાધારણ હતું, અવાજ એવો માયાભર્યો હતો કે ત્હેના હૈયાંએ જે જે બખ્તરો સજ્યાં હતાં તે બધાનાં બંધ તૂટવા માંડયા.

"મ્હારો!"

"હા!" પડયાં પડયાંજ પૃથિવીવલ્લભે કહ્યું. "મ્હને તો ખાત્રી હતી કે તમ્હે આવ્યા વિના નહિં રહો. કેમ છો? ખુશી તો ખરાં?" ત્હેના અવાજે મોહક વાતાવરણ પ્રસારવા માંડ્યું. મશાલના અજવાળામાં પણ ત્હેની આંખો હસતી જણાતી હતી.

મૃણાલે દૃઢતાથી કેડે હાથ મૂકયો ને ક્ષોભ દબાવી કહ્યું: "મુંજ! મુંજ! ત્હારામાં સ્હમજવાની અક્કલ નથી કે સ્હમજેલું કહેવાનું નીખાલસપણું નથી. હું મ્હારી ગરજે નથી આવી; ત્હારા આત્માનો ઉદ્ધાર કરવા આવી છું. પાપ પંકમાં મ્હાલી રહેલા ત્હારા નિઠોર આત્માને શુદ્ધિને પવિત્ર પંથે ચ્હડાવવા આવી છું."

"મૃણાલવતી! પારકાના ભલાને માટે પરમાર્થ કરવો ત્હેની કાંઇ કિંમતજ નહિં" ઠંડે પેટે મુંજે કહ્યું.

મૃણાલે નિરાશામાં કપાળપર હાથ મૂકયો. "પોતાના ભલાને માટે તે પરમાર્થ થતો હશે?"

"બીજા શા માટે?" મુંજે ધીમેથી બેઠા થતાં કહ્યું. "મ્હેં પણ પરમાર્થ કર્યો છે. મ્હેં પણ ગરીબોને તાર્યા છે ને દુઃખીયાનાં દુઃખ નિવાર્યાં છે. પણ ત્હેના ભલાને માટે નહિં. મ્હારા સ્વાર્થને ખાતર—એ પરમાર્થ કરવામાં મ્હારૂં હૃદય તૃપ્ત થતું હતું તેથી—મ્હારી અહંતા સંતોષાતી હતી તેથી—મ્હારૂં મન રાચતું હતું તેથી. પારકાનું ભલું કરવાનો આડમ્બર કરવો એ પણ અહંકાર સંતોષવાનો એક રસ્તો છે."

મૃણાલ મૂગી થઇ ગઇ. પોતે મુંજનું ભલું કરવા આવી હતી કે પોતાનો અહંકાર સંતોષવા? મુંજનાં સૂત્રોમાં કાંઇ ન સ્હમજાય એવી સત્યતા ભાસવા માંડી. છતાં ત્હેણે હિંમતથી જવાબ આપ્યો.

"આ પણ ત્હારી નફ્ટાઇનું એક લક્ષણ છે."

"હશે" હસીને મુંજે કહ્યું. "બોલો હવે કેવે પંથે મ્હને ચ્હડાવવા આવ્યાં છો?"

"નિષ્કલંક જીવનમાં—"

એકદમ મુંજે આગળ ડોકું કરી કહ્યું: "નિષ્કલંક! મૃણાલવતી! જે કલંક જાણતા હોય ત્હેને નિષ્કલંક થવાની પરવા હોય. તમ્હે મ્હને શું શીખવવાના હતાં? તમ્હે રાજાનાં પુત્રી, સુરક્ષિત પ્રાસાદમાં ઉછરેલાં, સત્તામાં પોતાને પૂર્ણ માની બેઠેલાં, વૈરાગ્યના અભિમાનમાં ફાલેલાં તમ્હે મ્હને શીખવશો?" ઘણીજ મમતાથી મુંજે પૂછ્યું. પછી તે હસી પડયો.

"દરેક જણમાં બુદ્ધિ હોય તો શીખી શકે."

મુંજ પાછો હસ્યો. "મ્હારામાં બુદ્ધિ છે; છતાં તમ્હે શીખવી શકો નહિ. શીખવાનું કોને

હોય કે જે દુ:ખી હોય, અધુરો હોય ત્હેને. મ્હને દુ:ખ સ્પર્શતું નથી; અપૂર્ણતા હું અનુભવતો નથી; પછી મ્હને કેમ શીખવશો? અને નહિ તો પણ મ્હારે શું શીખવાનું બાકી રહ્યું છે?"

"કેટલું અભિમાન!"

"તમ્હે ભલે માનો. પણ મ્હારી કથા તમ્હે ક્યાં જાણો છો? કોઇ અનાથનો ત્યાગેલો છોકરો છું; આજે પૃથિવીનો વલ્લભ છું. મ્હને સિંહણોએ દુધ પાયાં છે ને ગજરાજાએ પવન નાંખ્યો છે. મ્હેં ભીખ માંગી છે; ને સિંહાસનો દાનમાં દીધાં છે. મ્હેં દુ:ખીયા માટે દેહ આપી છે, ને સુખીયાની દેહની કચ્ચરો કરી છે. મ્હેં રમણીઓના રસભંડારો લૂટયા છે; ને લક્ષ્મી સમાન લલિતાઓનો શિરચ્છેદ કર્યો છે. શ્રુતિવાક્યનો પાઠ કરતાં, દેવને પણ દુર્લભ એવી તપશ્ચર્યા આદરી છે; ને શૃંગારસૂત્રોને ગુંજતાં, બીભત્સ રસનો પણ સાક્ષાત્કાર કર્યો છે. હવે શું બાકી રહ્યું?" કહી માથું પાછળ નાંખી જવાબની વાટ જોતો મુંજ થોભ્યો.

આ વાક્યો ઉચ્ચારતાં દંતાવલીના વિદ્યુતથી દીપતું ત્હેનું મુખ વર્ષા ઋતુની સંધ્યાસમું હૃદયભેદક બની રહ્યું; આંખમાંથી રેડાતી મીઠી ધારાઓએ ચારે તરફ રસ પ્રસાર્યો. થોડીવાર તે જોઇ રહ્યો, હસ્યો ને મિત્રભાવના ઉમળકાથી કહ્યું:

"મૃણાલવતી! આ બધા અનુભવો થયા છતાં પણ હું સુખી રહ્યો છું, મ્હારામાં મ્હેં કલંક જોયું નથી. તમ્હે મ્હને શું શીખવવાનાં હતાં?"

મૃણાલથી કાંઇ જવાબ ન દેવાયો. ત્હેનું ગળું બંધ થઇ ગયું, અને મન કામ કરતું અટકી પડયું.

"શીખવાનું તો તમ્હારે છે–જીવનનો લ્હાવો લુંટવાનો તો તમ્હારે રહ્યો છે. ફૂલની શૈયામાં સમાયેલું રહસ્ય તમ્હારે શીખવાનું છે. રસતાનમાં કેમ નાચવું તે તમ્હારે શીખવાનું છે—"

મૃણાલે ગુસ્સામાં હાથ ઉંચો કર્યો. ત્હેની દરકાર કર્યા વિના મુંજે આગળ ચલાવ્યું:

"કોઇ રસિકની સોડમાં—"

"પાપી!—"મૃણાલે દાંત કચકચાવી કહ્યું.

મુંજ હસ્યો. તે ઉભો થઇ પાસે આવ્યો. "રસસાગરનું મંથન કરતાં શું સાંપડે તે શીખવાનું છે."

"ચંડાલ! નફ્ટ! લંપટ!" દાંત કચકચાવી મૃણાલે કહ્યું. ત્હેની આંખ લાલ થઇ રહી; ત્હેની કપાલની નસો તરી આવી. "કાલે સ્હવારે જોજે."

"ઠીક! અને કાલે સ્હાંજે તમ્હે જોજો" હસીને ત્હેણે કહ્યું. "હું તમ્હારી વાટ જોઇશ."

"મ્હારી વાટ!" મૃણાલને મ્હોડે ફીણ આવ્યાં.

"હા! તમ્હને બધું શીખવવાનું છે ને—"

"દુષ્ટ! ત્હારી જીભ—"

"મ્હારી જીભે તો તમ્હારા જેવી કાંઇએક માનિનીઓ વશ થઇ છે." શાન્તીથી મુંજે કહ્યું: "પૃથિવીવલ્લભનાં હૃદયપર હૃદય રાખ્યા વિના તમ્હારો આરો નથી—"

મૃણાલ ક્રોધાગ્નિથી બળી ઉઠી. ત્હેણે સ્હામું ઉભેલા મુંજને જોરથી તમાચો માર્યો. મુંજ ખડખડ હસી ઉઠયો, અને પોતાના હાથમાં મૃણાલનો હાથ પકડી દાબ્યો, લઇ પોતાને હોઠે અડાડયો. વિષદંશ થયો હોય એમ મૃણાલે બરાડો માર્યો; ત્હેના ડોળા ફાટી ગયા; તે અંગેઅંગે કાંપી ઉઠી.

સ્હામું, નયનોમાંથી અમી વર્ષાવતા પૃથિવીવલ્લભે મીઠાશથી હસ્યા કર્યું.

"કોઇ છે કે?"

"બા!" રણમલ્લ આવ્યો.

"આ પાપીના હાથ કેમ નથી બાંધ્યા"?

"હા! રણમલ્લ" મુંજે ઠંડે પેટે કહ્યું.

"ત્હારી શૃંખલા લાવ કે હૃદયની શૃંખલા તો છુટે. નહિં તો ત્હેનો પ્રભાવ દુ:સહ થઇ જશે."

ક્રોધવશ થયેલી સિંહણની પેઠે મૃણાલે ધુરક્યા કર્યું. રણમલ્લ ને બીજા સૈનિકોએ મુંજને હાથે સાંકળ પ્હેરાવી.

"રણમલ્લ! આ પાપીના હાથે મ્હારો સ્પર્શ કર્યો છે. એનો હાથ ડામ."

"હમણાં?" વિસ્મય પામેલા નાયકે પૂછ્યું.

"શું?" મૃણાલે આ પ્રશ્નની ધૃષ્ટતા જોઇ ગર્જના કરી.

રણમલ્લ થરથર ધ્રૂજી ઉઠયો. ત્હેણે એક ભાલો લઇ, મશાલ ઉપર ગરમ કર્યો.

"ચાલ! કેટલી વાર?" અધિરાઇથી મૃણાલે પગ ઠોકયો.

"હા. બા! અલ્યા એનો હાથ પકડો."

"મૃણાલવતી! શા માટે તસ્દી લો છો?" મુંજે મીઠાશથી કહ્યું: "તમ્હારા સ્પર્શથીજ બીચારાં અંગો જળે છે; એને બાળવાને બ્હારના અગ્નિની જરૂર નથી."

"ચાલ!" મૃણાલે જવાબમાં રણમલ્લને કહ્યું.

સૈનિકો મુંજનો શૃંખલાબદ્ધ હાથ પકડવા ગયા; પણ ક્યાં સુધી બાંધિયે હાથે પણ ત્હેણે સૈનિકોને થકવ્યા.

"કાયરો! હિચકારાઓ! જો આને ડામશો નહિં તો આ પલ તમ્હારો વધ કરાવીશ" હોઠ કરડી મૃણાલે કહ્યું.

નિરાશાની હિંમતથી સૈનિકો મુંજના હાથ પર તૂટી પડયા, અને મહા મહેનતે જમણો હાથ સ્થીર ઝાલી રાખી શક્યા. સૈનિકોને થકવવાનો શ્રમ વેઠતાં પણ મુંજ નિરાંતે ઉભો ઉભો હસતો હતો.

રણમલ્લે ગરમ કરેલો ભાલો ચાંપ્યો. મુંજ કાંઇ બોલ્યો નહિં. તે દાબીને ચાંપ્યો–ને નરમાંસ બળવાની દુર્ગંધ ભાંયરામાં પ્રસરી રહી.

જાણે હાથ પોતાનો હોયજ નહિં તેમ સ્વસ્થ પૃથિવીવલ્લભ બેદરકારીથી નયનબાણે મૃણાલને મોહવશ કરતો ઉભો રહ્યો.

દુર્ગંધ નીકળતી જોઇ મૃણાલે કહ્યું: "બસ!"

"અરે તમ્હારી!" મુંજનો અવાજ તેવોજ શાન્ત, માત્ર જરા તિરસ્કારભર્યો આવ્યો. "આટલેથીજ તમ્હે રાજી થાત એમ જાણ્યું હોત તો ઉભો ઉભો હું હાથ બાળત."

શું જવાબ દેવો તે મૃણાલને સુઝયું નહિં; તે જવાને ફરી.

"મૃણાલવતી! આ ડામની દવા દેવા કાલે આવજો હોં."

પાછું જોવાની પણ સ્વસ્થતા ન હોવાથી મૃણાલ ફાલ ભરતી ત્યાંથી ચાલી ગઇ.

## પ્રકરણ ૧૮ મું.

## નિરાધારતા.

મૃણાલવતી ગઇ–નાઠી. તે પોતાના ખંડમાં ગઇ–મૃગચર્મની પથારી પર પડી. ત્હેનું મગજ ચકર ચકર ફરતું હતું–ત્હેનું હૃદય ન સહમજાય એવું તાંડવ નૃત્ય ખેલતું હતું.

ત્હેના રોમે રોમે અગ્નિની જ્વાલા ઉઠતી. ત્હેને શ્વાસે શ્વાસે તે જ્વાલાઓ વધતી. આટલા વર્ષના જીવનમાં આ ક્ષોભ, આ ગભરાટ, આ જ્વાલાઓ ત્હેણે જોઇ ન્હોતી, ત્હેનો પ્રતાપ અનુભવ્યો ન્હોતો.

વાસનાપૂર્ણ વાકયો, પુરૂષનો સ્પર્શ, પુરૂષ કે સ્રીનું ચુંબન–આ બધાથી તે અપરિચિત હતી. ત્હેના આવા અચાનક પરિચયથી તે ત્રાસી ઉઠી. ત્હેનાં અંગેઅંગ કાંપવા લાગ્યાં. આવા અઘોર કલંકમાંથી કેમ બચવું તે સુઝયું નહિં.

ત્હેના જેવી નિષ્કલંક, જીવન્મુક્તને આવા પાપાચારીનો સ્પર્શ? જીભ કરડવી? ભીંત સાથે માથું ફોડવું? અગ્નિમાં ઝંપલાવવું? આ કલંક કેમ દૂર કરવું? એ કૃત્ય જોઇ પૃથ્વી કેમ રસાતાલ ન ગઇ? સૂર્યનારાયણ કેમ ન થંભ્યો? ધરતીમાતાએ કેમ માર્ગ ન આપ્યો? પોતે બધા આનંદો ત્યાગ્યા હતા–લોકો પાસે છોડાવ્યા હતા. પોતે શું મ્હોંડું લઇ બેસી રહે? ત્હેના ગુંગલામણનો પારજ ન રહ્યો;–ત્હેના આત્મ–તિરસ્કારનો પ્રવાહ ત્હેની શાન્તિ, બુદ્ધિ, સ્વસ્થતાને ઘસડી ગયો; તે ડુબતા માણસની માફક તરફડીયાં મારી રહી.

અને ત્હેનું અપમાન! પોતે કોણ? સમ્રાટની કુંવરી, સમ્રાટની બ્હેન, સામ્રાજ્યની વિધાતા–ત્હેનું આવું અપમાન! ત્હેના મુખની આસપાસ અસહ્ય જ્વાલાઓ ભભૂકવા લાગી; ત્હેની આંખોમાંથી ઉકળતા લોહ સમી અશ્રુધારાઓ વહી રહી. અધમ, લંપટ, પાપાચારી મુંજ ત્હેની સાથે આ પ્રમાણે વર્ત્યો? ભલે મુંજને ડામે, ત્હેનો શિરચ્છેદ કરાવે, ત્હેના ટુકડા કરાવે, તોપણ થયું અપમાન કેમ અણ–થયું થાય? ત્હેણે કરેલું ઘોર કર્મ કયો દંડ વિસરાવે? પોતાની નિરાધારતાનું ભાન આવતાં ત્હેના અકલામણનો પાર રહ્યો નહિં–ત્હેણે કચવાટમાં હાથ પગ પછાડયા, મુઠીઓ વાળી, દાંત કચકચાવ્યા. બધા વિચારો નિરર્થક લાગ્યા. મુંજ–પાપી, લંપટ મુંજ વિજેતા થયો. પોતે અધમ, કલંકિત થઇ; અને આ સ્થિતિમાંથી નિકળવાનો રસ્તો રહ્યો નહિં.

અને પોતાની નિર્જીવતાનું ભાન પણ થયું. ત્હેની આત્મશ્રદ્ધા જે પહેલાં માત્ર ડગવા માંડી હતી તે અદષ્ટ થઇ. ત્હેણે મુંજને મ્હાત કરવાનાં વિચારો કર્યા હતા–પોતાની, તૈલપની સત્તાના દોરથી ત્હેને બાપડો બિચારો કરવાનો ઇરાદો રાખ્યો હતો–પોતાની બાહોશીથી ત્હેને દબાવી શરમીન્દો બનાવવાની આશા રાખી હતી. આ બધા વિચારો, ઇરાદાઓ, આશાઓ ધુળ મળી ગયાં. સેના ગમે તેને પતિ માને, માલવા કે તલંગણનો ગમે તે માલિક હોય, પોતે ગમે તેવી જીવન્મુક્ત હોય, તો પણ મુંજ પૃથિવીવલ્લભ તે પૃથિવીવલ્લભજ રહેવાનો: શરમાઇ, ગુંગળાઇ–આ ખ્યાલ ત્હેના મગજ આગળ સ્પષ્ટ થયો. તે

અધમતા અધમ અવસ્થામાં હતો છતાં હેનો પ્રતાપ અણઝાંખ્યો હતો-હેનું વ્યક્તિત્વ સહુથી નીરાળું ને પ્રતાપી હતું. તૈલંગણ જેવી હેના તરફ દ્વેશ ધરનારી પ્રજાને પણ હેણે ગાતી નાંચતી કરી; હેના જેવી પ્રતાપી, મુત્સદ્દી ને શરમીન્દી કરી; માલીકની સત્તાથી હેણે હેના જેવી પ્રભાવશાળી, ભયંકર સ્ત્રીને પણ અધમતાનો કડવો અનુભવ કરાવ્યો; દીલપર અંગારાનો ડામ પડતાં પણ તે તેવો ને તેવો-પૃથિવી-વલ્લભજ રહ્યો. હેની નજર આગળ મુંજનું તેજસ્વી, પ્રતાપી, હસતું મુખ તરી રહ્યું. જ્યારે રણમલ્લે ડામ દીધો, જ્યારે તે પોતે પણ ચીશાચીશ પાડત ત્યારે પણ હેના મુખની શાન્તી અણભેદાયેલી રહી, હેની આંખો હસતી ને હસતી રહી, હેના મુખપરની મીઠાશમાં જરાયે મિશ્રણ થયું નહિં! મુંજની મહત્તાનો વિચાર કરતાં હેનું અભિમાન ચૂર્ણ થઇ ગયું. નિરાશામાં હેનો ગર્વ કંગાલ હાલતમાં આવી પડયો. તે માણસ ન્હોતો-દેવ હતો; તે મ્હાત થાય એમ ન્હોતો-દુર્જેય હતો. તે પોતે, તૈલપ, ઈન્દ્રરાજા પોતે, ક્ષુદ્ર ને નિર્જીવ હતાં-માત્ર તેજ હતો-પૃથિવીનો વલ્લભ!

હેણે ભાંય સાથે માથું અફાળ્યાં કર્યું. હેની આંખોમાંથી આંસુ સૂકાયાં; પણ હૃદયનો ઉદ્વેગ વધતો ને વધતો ગયો.

## પ્રકરણ ૧૯ મું.

### કાળરાત્રી.

**મૃણાલે** તરફડયા કર્યું;-પણ તરફડે કોઇનો તાપ ગયો છે કે હેનો જાય? હેણે ભોંયપરથી ઉઠી, ફરવા માંડયું-બારી આગળ ઉભી રહી-બારણા તરફ જઈ પાછી આવી. હેની જીભ સૂકાઇ ગઇ હતી. કરડી કરડી હેના હોઠપર લોહી તરી આવ્યું હતું, હેની આંખો અણપાડેલાં અશ્રુઓથી લાલ થઇ રહી હતી.

તે ફરીથી ધ્યાન કરવા બેઠી. કઠણમાં કઠણ આસનવાળી નિદ્ર્ંદની સિદ્ધિ સાધવા બેઠી. દાસી ભોજનનું પૂછવા આવી પણ મૃણાલબાને આસન વાળી બેઠેલાં જોઇ મૂગે મ્હોડે ચાલી ગઇ.

રાત આવી લાગી-ઘડીયો પર ઘડીયો ગઇ; પણ સ્થિર આસનની તપશ્ચર્યા સાધતી મૃણાલના મગજમાં ન આવી સ્વસ્થતા કે ન આવી એકાગ્રતા.

પહેલાં ચિત્ત તરફડીયાં મારતું હતું-હવે તે ડૂબવા લાગ્યું-નિરાધાર બની ઉંડું ને ઉંડું જવા લાગ્યું. ડૂબતા માણસની મરણની અણીને વખત બેભાન થતા મગજ આગળ પ્રિયતમાની મૂર્તિ ખડી થાય તેમ, હેના ઉંડા ને ઉંડા જતા ચિત્ત આગળ એક જ મુખ રમી રહ્યું-પૃથિવી-વલ્લભનું. વખત વણમાપ્યો ચાલ્યો ગયો. હેના મગજપર બેભાની પ્રસરી રહી-કાંઇક નિદ્રાનો ધીમે ધીમે સંચાર થવા લાગ્યો.

તે ઝોકાં ખાતી હતી કે નહિં હેનું હેને ભાન ન રહ્યું-હેને સ્વપ્ન આવતું હતું કે શું તે પારખવા જેટલી હેનામાં શુદ્ધિ રહી ન્હોતી.

માત્ર એક મુખ દેખાયા કરતું,-હેનાં અનેક રૂપાન્તરો થતાં, છતાં પણ તે તેનું તે જ રહેતું. વિશાળ આંખોમાંથી આકર્ષક રસ ઝરતો-મીઠું મુખ અનેરી મોહિનીથી નિમંત્રણ દેતું. સાથે સાથે એક ચણચણાટ રહેતો-આ કલંક કયારે જશે?

પરિસ્થિતિ બદલાતી ચાલી-પ્રસંગો કાંઇ અવનવા આવ્યા-પણ તે મુખ હતું તેમ જ રહ્યું. મૃણાલને હેને આંખ આગળથી ખસેડવાની ઇચ્છા કરવા જેટલી પણ શક્તિ રહી નહિં. હેનું માથું છાતીપર ઝઝુમી પડયું.

મનોરાજ્ય વિકાસ પામ્યું-મુખને બદલે આખો મુંજ ખડો થયો. કારાગ્રહ દેખાયું-હેના અંધકારમાં હજાર સૂર્યની કાન્તિથી દીપતો અનુપમ નરોત્તમ જોયો. હેનો હાથ બળતો જોયો-હેમાંથી જ્વાલા નીકળતી જોઇ ને પોતાને રોમેરોમ અગ્નિ વ્યાપ્યો.

પીસતાળીશ વર્ષ સુધી હેણે બ્રહ્મચર્યવ્રત સેવ્યું હતું. કદીયે અનંગની અકલ્પ્ય હકુમત હેના અંગપર ચાલી ન્હોતી. જુવાનીનો ઝરો ફૂટયો ન્હોતો-ફૂટતાં પ્હેલાં ભૂમિમાં સમાઇ ગયો હતો.

આ અપરિચિત સ્ત્રીને આ અગ્નિ દુઃસહ લાગ્યો, તેમ જ એ અગ્નિની જ્વાલ આનંદમય લાગી. અડધી ઉંઘમાં મુંજે કરેલા ચુંબનનું ચેતન રગેરગ વ્યાપ્યું.

હેણે આ ભયંકર નિરાધારીમાંથી છૂટવા, આ પાપ-સમાધિમાંથી જાગવાને ઘણા પ્રયત્ન કર્યા; પણ નાગપાશે બંધાઇ હોય તેમ તે નિરાધાર બની અને હેનું ચિત્ત એવું ઉંડું જતું ગયું કે પાછું ખેંચવાનું સાધન જણાયું નહિ.

એકદમ ત્હેણે મુંજને જોયો—ત્હેનાં અંગે-અંગની મોહકતા વિસ્તાર પામતી જોઈ, જાણે તે ત્હેના તરફ ધસ્યો, ત્હેને પકડી, ત્હેને હાથમાં છુંદી નાંખી—ને પોતે પડી !

તે ઝબકી જાગી. વિષદંશ થયો હોય તેમ ઉઠીને ઉભી થઇ ગઇ—વિહ્‌વલ બની ચારે તરફ જોવા લાગી. પોતે કયાં છે તે સ્હમજાયું નહિં—નસેનસમાં કેમ નૃત્ય ચાલ્યું રહ્યું હતું તે સ્હમજાયું નહિં—હૈયું કેમ આશાભર્યું ઉછળતું હતું તે પણ સ્હમજાયું નહિં.

ત્હેણે લમણે હાથ દાબ્યા, આંખો ચોળી. મુંજ કયાં હતો? પોતે કયાં હતી? આ શું થયું હતું?

ત્હેને હજી પૂરેપૂરૂં સ્હમજાયું નહિં; તે માત્ર ગાંડી બની જોઇ રહી. અંગેઅંગ જાણે ઉડીને જવા માગતાં હોય તેમ લાગ્યું.

ત્હેણે છાતી પર હાથ દાબ્યો—હૃદય નવી જ રીતે ધડકતું હતું. ત્હેણે કપાળ પર હાથ ફેરવ્યો—માથામાં કાંઇ અવનવા ભાવો ઉછળી રહ્યા હતા.

એક પલમાં તે બેસી ગઇ—પડી ગઇ. ત્હેને પોતાની સ્થિતિનું ભાન આવ્યું. મનની પાંખડીએ પાંખડી—શરીરનાં અંગેઅંગ આક્રન્દ કરી રહ્યાં હતા—બૂમ મારી રહ્યાં હતાં. તેમ્હને મુંજ જોઇતો હતો.

મગરૂર તપસ્વિની ઘેલી બની. ત્હેને પોતાના અધઃપાતનું ભાન થયું.

યુદ્ધ માટે હથિયાર ન્હોતાં—ઉત્સાહ ન્હોતો. તે ઓશીયાલી બનીને પુષ્પ—ધન્વાને શરણ ગઇ. તે ત્રિપુરારીની ત્રીજી આંખે બળી ભસ્મ થઇ રહેલા દૈષિદેવે ત્હેને બાળવા માંડી. થોડી વારે અગ્નિની જ્વાલાઓ શમી ગઇ; અને શીતળ સમીરની આહ્‌લાદક લહરિઓને વિસરાવે એવી લહરિઓ ત્હેના શરીરપર વાવા લાગી. તે આંખ મીચી, લાંબી છડ થઇ પડી તે લહરિઓનો અનુભવ કરવા લાગી.

આવી લહરિઓ ત્હેણે સ્વપ્ને પણ અનુભવી ન્હોતી. ત્હેનાથી તે ડરી નહિ, ત્હેનાથી તે અજાયબ થઇ નહિં—પણ ત્હેનાથી કાંઇ અવર્ણનીય આહ્‌લાદ અનુભવવા લાગી. તે ત્હેના અંગેઅંગને સ્પર્શ કરી રહી—રોમે રોમને આનન્દમય ચેતને જીવન્ત કરી રહી. ત્હેની છાતી અપરિચિત પણ આનન્દદાયા ધબકારે ઉછળી રહી; ત્હેના હાથની નસો અણજાણ્યા ઉત્સાહથી વિંટાવા તલસી રહી.

અદ્‌ભુત આનંદ ત્હેની રગેરગે વહી રહ્યો. ત્હેણે પોતાના હાથ આંખો પર મૂકયા—ધડકતી છાતી પર જોરથી દાબ્યા. ત્હેના પગ એકમેકથી વીંટાઇ રહ્યા.

મુંજની માનસિક મૂર્તિના પાદ સ્પર્શીઆ અનેરી લહરીઓ આવતી હતી, ત્હેને ત્હેણે આવવા દીધી. ધીમે ધીમે શ્વાસ વધ્યો—મુખ લાલચોળ થઇ રહ્યું—મગજમાં ઉર્મિઓનું નર્તન થઇ રહ્યું. જાણે નીશો કર્યો હોય તેમ ચિત્ત ડોલવા માંડયું. ત્હેને લાગ્યું કે મુંજ પોતે ત્હેની પાસે આવે છે. ત્હેણે એક નિઃસાસો નાંખ્યો, બધા પ્રયત્ન છોડી, સુખમય પરાધીનતામાં પડી રહી.

ત્હેને અડધી ઉંઘ આવી ન આવી—ને ત્હેણે તેજસ્વી પૃથિવી—વલ્લભને આવતો જોયો. તે આવ્યો, આનન્દને પ્રસારતો ને ઉત્સાહને પ્રેરતો; ત્હેને વળગ્યો; એક નહિં પણ હઝાર વાર ત્હેને ચુંબન કર્યું. પણ તે પડી રહી, સુખમય ને નિમંત્રતી નિરાધારીમાં.

કાંઇક થયું—હૈયામાં ફટકયું—સુખને શિખર તે પ્હોંચી ને પાછી પડી. આંખો ઉઘાડી તે બેઠી થઇ ગઇ. ત્હેનું હૈયું છાતીફાટ ધબકતું હતું. અનિર્વર્ણનીય આનંદની સમાધિ ત્હેણે પામી અને ખોઇ.

તે ઉભી થઇ, મ્હોડું ધોયું, બારીની બ્હાર મ્હોડું કહાડી ત્હેનાપર ઠંડો પવન વાવા દીધો.

તે કયાંથી કયાં—ગંગાની માફક, પડી હતી ત્હેનો ત્હેને ખ્યાલ આવ્યો. વૈરાગ્ય સ્વરૂપ તપોનિધિ મહાદેવની જટામાંથી પડી અત્યારે અધમતાની ધૂળમાં તે રગદોળાતી હતી.

તે કલંકિત થઇ ચૂકી હતી; જીવનભરનાં વ્રત ને નિયમનો ભંગ થયો હતો. હવે શું કરવું? ભાઇ શું કહેશે? ભાભી શું કહેશે? ગામના દેશના લોક શું કહેશે? પાપી મુંજ શું કહેશે? આ કલંક પછી કેમ જીવાશે? જીવનની નવી ખીલેલી પાંખડીને છૂપી રાખી, બને તો સૂકવી નાંખી, ચાલે છે તેમ જ જીવન વિતાવ્યા વિના છૂટકો ન્હોતો. આજ રાતના જે આનંદની ઝાંખી થઇ હતી તે સિવાય ત્હેને માટે તો અસ્પર્શ્યજ હતો.

## પ્રકરણ ૨૦ મું.

### પાદપ્રક્ષાલન.

સવારના પ્હોરથી તૈલપરાજાના દરબારમાં ધામધૂમ થઇ રહી; અને સામન્તો ને મહારથીઓની ઠઠ ઝામવા લાગી હતી.

પાદપ્રક્ષાલન એક પાપ—પુણ્યનો કુંડ હતો. તેમ્હાંથી જે કેદ થયેલા રાજાઓ નિર્વિઘ્ને

નીકળી જતા તેઓને પોતાનું રાજ્ય સામન્ત તરીકે ભોગવવા દેવાની રજા આપવામાં આવતી; અને જે કોઇ અભિમાનના તોરમાં તેમ્હાંથી ન નીકળતા તે હાથીને પગે કે કારાગૃહમાં જીવન પૂરૂં કરવાનું ન્હોતરૂં માગી લેતા. તૈલપ પોતે અનેકવાર મુંજરાજના પગ ધોઇ તેલંગણના સિંહાસનની પ્રસાદી પામ્યો હતો; આજે ધારાનું સિંહાસન મુંજને તૈલપના પગ ધોઇ યાચવાનું હતું.

મુંજ આ શિક્ષા ભાગ્યે જ સ્વીકારશે એમ બધાનું માનવું હતું. છતાં, પકડાયેલા નરેશોનું શરીર અસ્પર્શ્ય ને પવિત્ર મનાતું હોવાથી કાંઇ કારણ વગર ત્હેને જખ્મે થાય એમ ન્હોતું તેથી, તૈલપે વિચાર કરી આ યુક્તિ ખોળી કહાડી હતી. જો મુંજ પાદપ્રક્ષાલન કરે તો ત્હેની કીર્તિ સદાને માટે જાય અને તૈલપ પૃથિવીનો નાથ ઠરે! અને જો તે એ પ્રમાણે ન કરે તો ત્હેને ગમે તે શિક્ષા કરવાનો અધિકાર સ્પષ્ટ રીતે તૈલપને આવી જાય.

અને આખા ગામમાં એક જ પ્રશ્ન બધાના મગજમાં થઇ રહ્યો હતો. શું મુંજ પાદપ્રક્ષાલન કરશે? કેટલાક એમ ધારતા હતા કે કરે તો સારૂં કે તે બચે ને તૈલપની કીર્તિ વધે. કેટલાક એમ માનતા હતા કે તે ન કરે તો સારૂં કે જેથી તે કેદમાં રહે કે જીવ ખૂએ તો તૈલપની કીર્તિ વધે. ત્હેના રૂપ ને ગુણ પર કેટલા મોહ્યા હતા તે એમ આશા રાખતા હતા કે કોઇ પણ રીતે મુંજ બચે તો સારૂં. પણ આ આશા કોઇ બ્હાર કહાડતું નહિ.

રાજ્યસભામાં જેટલાને આવવાનો અધિકાર હતો તેટલા બધા આવ્યા. કોઇને આવો અપ્રતિમ પ્રસંગ જોવાનો લ્હાવો ખોવો ન્હોતો. સૂર્યોદયને થોડીવાર થઇ ગઇ કે રાજ્યસભામાં પગ મૂકવા જેટલી પણ જગ્યા રહી નહિ.

બધા આવી રહ્યા કે તૈલપરાજ મહાસામન્તને સાથે લઇ આવ્યા. ત્હેનો કુંવર અકલંકચરિત પણ આવ્યો. તૈલપની ગાદીની પાસે એક અંદર જવાનું બારણું હતું ત્હેની અંદરથી મૃણાલવતી, જક્કલા ને લક્ષ્મી આવીને પણ બેઠાં. મૃણાલનું મુખ સખત ને ફીકકું હતું; ત્હેની આંખોમાં ભયંકર તેજ હતું. ત્હેની મુખમુદ્રા જોઇને જ લોકોને લાગ્યું કે મુંજનું આવી બન્યું.

તૈલપરાજે મૂછના આંકડા ચ્હડાવવા માંડયા; અને બે સામન્તોને કેદીઓ આણવાનો હુકમ કર્યો.

થોડીવારે કેદી રાજાઓ આવ્યા. ત્હેમાં સૌથી પ્હેલો મુંજ હતો, ત્હેના હાથ પાછળથી બાંધવામાં આવ્યા હતા.

જેવો તે વિજય સેનામાં ચાલતો હતો, તેવો જ તે અહિંયા આવ્યો. વિખરાયેલા વાળ ત્હેની કાન્તિમાં ઉમેરો કરતા; ચમકતું અભિમાન ત્હેના મુખના ગૌરવને વધારતું; ત્હેની ડોકીનો મરોડ ત્હેની સત્તા સ્વયંભૂ જ છે એમ સાબીત કરતો. તે દેવ જહેવો આવ્યો—રાજ્યસભા માત્ર જન્તુઓની હોય એવી લાગવા માંડી.

મૃણાલે ત્હેને ભર સભામાં જોયો ને ત્હેનાં રોમાંચ ખડાં થઇ ગયાં. ગઇ રાતનો અનુભવ યાદ કરી નવયૌવનાની માફક ત્હેને ગાલે શેરડા પડયા. પોતાનો ક્ષોભ કોઇ ન પારખી જાય એમ તે પ્રયત્ન કરવા લાગી.

દિવસના ઉજાસમાં તે નરેશના મોહક શરીરની દેખાતી અપૂર્વ રેખાએ રેખા ત્હેણે ચોરની માફક છાનામાના, પોતાના હૃદયમાં ઉતારી; આંખો આગળ કલ્પનાથી સજીવન કરી.

મુંજને આણી તૈલપના સિંહાસન આગળ ઉભો રાખવામાં આવ્યો. એક ગર્વભર્યું હાસ્ય મ્હોડાપર રાખી, બેદરકારીથી તે ઉભો રહ્યો.

તૈલપે હુકમ કર્યો એટલે બન્દીજનોએ તૈલપની સ્તુતી ગાઇ. તે થઇ રહી એટલે રાજાએ મહાસામન્ત તરફ ફરીને પૂછ્યું:

"ભીલ્લમ રાજ! કાલે કવિઓ છોડવી ગયા ત્હેનું શું થયું?"

"પેલા રહ્યા" કહી એક તરફ ધનંજય, રસનિધિ અને ત્હેના મિત્રો બેઠા હતા તે તરફ આંગળી કરી.

"તેમ્હને કહો કે કાંઇ કહે. ઉજ્જેણીના કવિઓએ મુંજને છાપરે તો ઘણો ચ્હડાવ્યો. હવે ત્હેને ઉતારવામાં સામેલ થશેને?"

ભીલ્લમ, રાજાની આ યુક્તિથી કચવાયો, પણ ભરસભામાં રાજાનું વચન ઉથાપાય એમ ન્હોતું એટલે આવીને ધનંજયને રાજાનો સંદેશો કહી ગયો.

બધા કવિઓને કંપારી થઇ આવી; ઘણી રસનિધિ તરફ ફર્યા. રસનિધિએ તરત ધનંજયને કહ્યું: "મહારાજ! આપ સરસ્વતીના લાડીલા છો. કાંઇ કહો" ધનંજયે આંખ વતી હા કહી, બેઠેલા સામન્તોમાં થઇ સિંહાસન આગળ આવ્યો.

ધનંજય જહેવો સિંહાસન પાસે આવ્યો કે મુંજ જે બીજી તરફ જોતો હતો ત્હેણે ત્હેની સ્હામું જોયું, અને તે હસ્યો.

"ધનંજય! અવન્તીનું નામ રાખજે" ત્હેણે હસતાં કહ્યું.

"જેવી આજ્ઞા" નીચા નમીને ધનંજયે કહ્યું.

તૈલપ આ વાત સાંભળી ચ્હીડવાયો, અને ત્હેને કપાળે કરચળી વળી. તુચ્છકારથી ત્હેણે પૂછ્યું: "નામ શું તમ્હારૂં?"

ધનંજય જવાબ દે તે પહેલાં મુંજરાજે મ્હોટે અવાજે કહ્યું:

"તૈલપ! આટલી ખબર નથી? જ્હેની કવિતા સાંભળી ભગવતી મયૂરાસની પોતાની વીણા છોડી દે છે, જ્હેના સુવિખ્યાત નામથી અણજાણ્યુ સદાયે નર્કસમાન અંધકારમાં જ રહે છે તેવો કવિઓનો પણ કવિ અવન્તીના કવિઓમાં શ્રેષ્ઠ એવો આ ધનંજય છે," તે સમયના કવિઓને છાજે એવી રીતે મુંજે કહ્યું.

"ત્હને મ્હેં પૂછ્યું ન્હોતું?" ગુસ્સામાં તૈલપે કહ્યું.

"હું કયાં કહું છું કે મ્હને પૂછ્યું" ઠંડે પેટે મુંજે કહ્યું: "પણ કોઇની પ્રશંસા ત્હેને હાથે જ કરાવવી એ વિનયશીલ પુરૂષોની સભામાં થયું હોય એમ સાંભળ્યું નથી."

સભાસદોનાં હૃદય કાંપી ઉઠયાં. તૈલપ જે અલ્પતા અનુભવતો હતો તે બધાને સ્પષ્ટ દેખાતી હતી; અને આથી તૈલપનો ગુસ્સો પણ વધતો હતો એ પણ સ્પષ્ટ જ દેખાતું હતું. આનું પરિણામ શું આવશે ત્હેની અનિશ્ચિતતામાં બધાં ઉંચે ડોકે જોઇ રહ્યાં.

"ચલાવ!" તૈલપે ધનંજયને કહ્યું.

ધનંજયે પ્હેલાં એક અનુષ્ટુપ મહાકાલેશ્વર મહાદેવની પ્રશંસાનો કહ્યો; અને પછી રાજાની સ્તુતિનો શ્લોક ગાવા માંડયો.

શ્લોક રચના ઘણીજ સરસ હતી–તેમ્હા પૃથ્વીએ જ્હેને પોતાનો નાથ કર્યો છે એવાં રાજરાજેન્દ્રની સ્તુતિ હતી. એક રીતે તે તૈલપને લાગુ પડે એમ હતો; અને મુંજની પ્રશંસા પણ એથી થઇ ગઇ એમ દેખાતું હતું. તૈલપ કાંઇક સ્હમજ્યો, પણ રોષ બદલાવી બોલ્યો: "શાબાશ! કવિરાજ! જાઓ બેસો."

ધનંજય પગે લાગી પોતાને સ્થાને પાછો ગયો.

મૃણાલવતીએ ધ્યાન દઇ આ બધું જોયા ને સાંભળ્યા કર્યું; જે છટાથી, જે આધિપત્યથી મુંજ આખી સભામાં રાજતો હતો તે જોઇ ત્હેને ગર્વ થયો; અને જેમ જેમ તૈલપનો ભ્રભંગ વધતો ગયો, જેમ જેમ ત્હેની આંખમાં ક્રૂરતા દેખાતી ગઇ તેમ તેમ રખે મુંજને મારવાનો હુકમ થાય એવી બ્હીકે ત્હેનું હૈયું કાંપી રહ્યું.

ધનંજય બેસી ગયો એટલે તૈલપ સ્હામું હસીને જોઇ મુંજે પૂછ્યું: "કેમ તૈલપરાજ! કવિ કેવો લાગ્યો?" તદ્દન બેદરકારીથી, અડધા તિરસ્કારમાં આ પ્રશ્ન મુંજ બોલ્યો. જવાબમાં હોઠ કરડી તૈલપ ઘુરકી રહ્યો. સભામાં સોય પડે એવી શાન્તિ પ્રસરી રહી; અને બધાનાં હૈયાં ક્ષોભ પામ્યાં.

"મુંજ!" જરાક ઘાંટો ખોંખારી તૈલપે બોલવા માંડયું. ત્હેની તીક્ષ્ણ આંખોમાં તરવારની ધાર જ્હેવું તેજ આવ્યું. "ત્હારા પાપનો ઘડો ભરાઇ રહ્યો છે–ત્હારી રાજ્યલક્ષ્મીનો નાશ થયો છે. તું—"

"કોણે કહ્યું?" મુંજે પૂછ્યું.

"હું કહું છું."

જવાબમાં મુંજ મજાકમાં હસ્યો; અને મૂગો રહ્યો. "આબરૂસર જીવવાનો હવે એક જ રસ્તો રહ્યો છે–"

મુંજે બેદરકારીથી જે બારણામાં મૃણાલ બેઠી હતી તે તરફ જોયા કર્યું.

"જે પગથી આજે ધરણી ધ્રુજી રહી ત્હેને ધોઇ ત્હારા અપરાધોની ક્ષમા માગ" તે સમયની કૃત્રિમ ભાષામાં તૈલપે કહ્યું.

બે સૈનિકોએ મુંજના હાથની બેડીઓ કહાડી નાખી, અને એક સામન્ત સુવર્ણની ઝારીમાં પાણી લઇ આગળ આવી ઉભો. પગ ધોવડાવવાને ઉત્સુક બનેલા તૈલપે પગ સિંહાસનની નીચે મૂકયો.

જેવા ત્હેના હાથ છૂટ્યા કે મુંજે તબીયેત વાળી, ગર્વમાં ઉંચું જોયું.

ઝારી લઇ તૈયાર ઉભેલા સામન્તે કહ્યું: "મુંજરાજ! ચાલો મહારાજના પગ ધૂઓ."

મુંજે ત્હેની સ્હામું આશ્ચર્યથી જોયુ. "સામન્તરાજ! કયાં છે તાંડવથી ત્રિભુવન ડોલાવનારા ચંડીશ્વર ભગવાન મહાકાલનાં પ્રતાપી ચરણો કે આ પૃથિવી–વલ્લભ ત્હેને ધોઇ પાવન થાય?"

જવાબની વાટ જોતો મુંજ ઉભો રહ્યો; બીચારા ઝારી ધરી ઉભેલા સામન્તની જીભ તાળવે ચોંટી ગઇ. તૈલપનાં ભવાં ભયંકર રીતે સંકોચાયાં. મહાસામાન્ત ભીલ્લમને લાગ્યું કાંઇ રસ્તો કહાડવો જોઇએ તેથી મીઠાશથી ત્હેણે કહ્યું:

"અવન્તીનાથ! આહવમલ્લ મહારાજનું પાદપ્રક્ષાલન કરો, વિજેતાનો એ પરાપૂર્વથી ચાલ્યો આવેલો અધિકાર છે."

મુંજ તિરસ્કારપૂર્વક હસ્યો : "સ્યૂનરાજ! પૃથ્વિ-વલ્લભના પગ ધોઇ ધોઇ હાથ પર રહેલી ભીનાશ જ્હેની સૂકાઇ નથી તે તૈલપના હું પગ ધોઉં? કાંઇ ભ્રમિત થયા છો" ત્હેના શબ્દમાં, આંખમાં તિરસ્કાર હતો.

બારણામાં બેઠી બેઠી, ન સ્હમજાય એવી ઉર્મીઓથી હૈયું ભરતી મૃણાલવતી મુંજની સ્હામું જ જોઇ રહી.

તૈલપના ગુસ્સાનો પાર ન રહ્યો. ત્હેની આંખમાં અંગારા ચમકયા, ને તે ઉભો થઇ ગયો "અભિમાની! પાપાચારી! હજુ ત્હારો ગર્વ ગળ્યો નથી કેમ?"

"; મ્હોટું માણસ એક નિરાધાર બાલકને કહે તેવા તિરસ્કારથી હસી મુંજે કહ્યું: "આમ ફાંફાં મારે પૃથિવી-વલ્લભ થવાવાનું હતું?"

"શું કહે છે? દુષ્ટ! ઉભો રહે" તૈલપે બરાડો માર્યો. અડધી સભા ઉભી થઇ ગઇ હતી.

તૈલપે ચારે તરફ ગુસ્સામાં જોયું. ત્હેની આંખ વિકરાળ થઇ; ત્હેનાં અંગ ક્રોધથી કાંપવા લાગ્યાં.

"સામન્તો! શું જોયા કરો છો? પકડો એ પાપીને. કરાવો એની પાસે પાદપ્રક્ષાલન!"

ચાર પાંચ સામન્તો આગળ આવ્યા ને મુંજ તરફ ધસ્યા.

ત્હેનું પ્રચંડ શરીર ટટ્ટાર કરી બીજાઓ તરફ બેદરકારીથી જોતો મુંજ ઉભો રહ્યો. ત્હેની આંખો અનિમિષ હતી; ત્હેના મ્હોડાપર ગર્વનું હાસ્ય હતું. ત્હેના માથાના મરોડથીજ તે બધાને ડારતો હતો.

મૃણાલે આ બધું જોયું-અને આ બધામાં મુંજનું વ્યક્તિત્વ કેવું નીરાળું, અપ્રતિમ ને દુર્ધર્ષ હતું તે જોયું. ત્હેને પણ ગર્વ થયો ને મુંજનો વિજય જોવા તે એકીટશે જોઇ રહી. ત્હેના પણ હોઠ બીડાયા. જે તેજ મુંજની આંખમાં હતું તે ત્હેની આંખમાં પણ આવ્યું. જે સામન્તો પાસે આવ્યા હતા તે તૈલપ તરફ, મુંજ તરફ વારાફરતી જોતા ઉભા રહ્યા. કોઇની મગદૂર ન્હોતી કે મુંજની પાસે આવે.

"શરમ છે" તૈલપે હોઠ પીસી કહ્યું "કે આમ જોયા કરો છો. અકલંકચરિત ત્હારામાં પણ પાણી નથી."

કુંવર ને પેલા સામન્તો મુંજનો હાથ પકડવા આવ્યા. ભીલ્લમ તબીયેત વાળી મુગે મ્હોડે ઉભો રહ્યો.

"આવો! ડરો છો શું કામ?" મુંજે હસીને કહ્યું; અને જ્હેવા પેલા સામન્તો ત્હેને પકડવા આવ્યા કે ત્હેને સ્હેલાઈથી વિખેરી નાંખ્યા.

રાજ્યસભામાં કોલાહલ થઇ રહ્યો. માનભંગ થયેલો તૈલપ બીજા સામન્તોને કહેવા લાગ્યો: "શું જૂવો છો?"

આઠ દશ બીજા સામન્તો તૂટી પડ્યા ને મુંજના હાથ પકડ્યા. જે હાથ મૃણાલે ડંભાવ્યો હતો, તેમાંથી કાચું માંસ નીકળ્યું. મૃણાલે તે જોયું, અને નીસાસો નાંખી આંખો મીંચી બીજી પળે તે પણ ઉભી થઇ ગઇ.

મુંજને પકડવો એક વાત હતી, ત્હેને વાંકો વાળી ત્હેની પાસે પગ ધોવડાવવા એ બીજી વાત હતી. પર્વતના શિખર સમો બધાથી ઉંચો અણનમેલો તે થોડી વાર ઉભો રહ્યો; અને પેલા સામન્તોના પ્રયત્ન નિષ્ફળ જવા લાગ્યા. આખરે તેઓએ એને ધસડવો શરૂ કર્યો.

મુંજમાં અદ્દભૂત જોર હતું; અને પહેલાં તો તે સ્હેલાઇથી, હસીને, બધાને હંફાવવા લાગ્યો. પણ આખરે તે ઉભો રહી શકયો નહિં. તૈલપના મુખપર ક્રૂરતાભર્યું હાસ્ય દીપી રહ્યું.

એકદમ મુંજ પડતું મૂકી ધસ્યો; અને અચાનક ધસારાથી જે સામન્તો ખેંચતા હતા ત્હેમના હાથ છૂટી ગયા. ઝારી લઇ ઉભો રહેલો સામન્ત આ ખેંચાતાણની ગમ્મત નિશ્ચિંત જીવે ઉભો ઉભો જોતો હતો. મુંજ ધસ્યો અને નીચું માથું કરી ખભાવતી ઝારીને ધકકો માર્યો. સામન્તના હાથમાંથી ઝારી ઉછળી, અને પાસે ઉભેલા તૈલપરાજપર પડી ? અને ત્હેનાં આખા શરીરપર પાણીની ધારા ચાલી રહી.

આ બધું એક વિપલમાં થયું. મુંજને ઝાલી રહેલા સામન્તોએ અજાયબીમાં હાથ છોડી દીધા; તૈલપ પડતો મુકુટ સાચવી રહ્યો ને મુંજ એકલો નીરાંતે ઉભો ઉભો ખડખડાટ હસી રહ્યો.

મૃણાલ બારણાના ઉમરા પર આવી ઉભી રહી.

તૈલપનો દેખાવ હાસ્યજનક હતો; ત્હેના ગૌરવનો નાશ થયો હતો. ત્હેણે હોઠ કરડયો, એક બરાડો માર્યો, અને મ્યાનમાંથી તરવાર કહાડી.

એકસો તરવાર બ્હાર નીકળી ને મુંજની આસપાસ લોહીતરસી તરવારોની ઘટા છવાઇ રહી. નિડરપણે મુંજ ઉભો રહ્યો. બધી તરવારની ધારોનો જવાબ ત્હેની આંખની તેજની ધારો દેતી.

"દુષ્ટ! હવે જોઇ લે! મારો એ હરામખોરને" તૈલપે હુકમ કર્યો.

તરવારનો ખણખણાટ થયો-મુંજ ગર્વથી જોઇ રહ્યો.

એકદમ એક અવાજ ગાજી રહ્યો. "આ શું કરો છો?"

ક્રોધથી જ્વલિત થયેલી જગદમ્બાના જેવી દેખાતી **મૃણાલવતીએ** **તૈલપની** પાસે ફૂદી આ શબ્દો ઉચ્ચાર્યા હતા. ત્હેની આંખોમાં નિઃસીમ સત્તા ચમકતી હતી; ત્હેના અવાજમાં યુદ્ધની હાકલનો રણકાર હતો.

**તૈલંગણ** આ અવાજથી કાંપતો હતો; તે અવાજ સુણી સામન્તોની સમશેરો નીચી નમી. **તૈલપ** પોતે શરમિન્દો થઇ ગયો.

"શું કરો છો?" ગુસ્સામાં **મૃણાલે** કહ્યું. ત્હેની છાતી ઉછળતી હતી. "શરમાતા નથી? એક નિઃશસ્ત્ર નરેશ પર શસ્ત્ર ચલાવવા તૈયાર થયા છો? આખા **તૈલંગણને** કલંકિત કરવા તૈયાર છો? **તૈલપરાજ**! આ ત્હને શોભતું નથી. ત્હારા ધર્મરાજ્યમાં આ?"

બધા સાંભળી રહ્યાઃ **મુંજ** મૂછમાં હસ્યો. "જાઓ! સભા વિસર્જન થઇ ગઇ. **મુંજને** માટે પછી યોગ્ય વિચાર કરવામાં આવશે."

"ચાલ ભાઇ!" કહી તે **તૈલપની** સ્હામું જોઈ રહી.

**તૈલપે** જરાક રોષથી **મૃણાલ** સ્હામું જોયું પણ એ પલમાં **મૃણાલનું** સામ્રાજ્ય કાયમ થયું; અને નીચું માથું કરી તે ત્હેની જોડે ચાલ્યો ગયો.

## પ્રકરણ ૨૧ મું.

### ભાઇ ને બ્હેન.

"બ્હેન! આ શું કર્યું?" અંદર જઇ **તૈલપે** પૂછ્યું.

"ત્હારી કીર્તિ સાચવવા." **મૃણાલે** કહ્યું.

"એ પાપીનું તો વેર જ કરવો જોઇએ."

"રાજાઓનાં શરીર યુદ્ધ શીવાય સદાયે અસ્પૃશ્ય છે."

**તૈલપ** મૂંગો રહ્યો.

"એ પાદપ્રક્ષાલન નહિં કરે તો એને બીજી શિક્ષા કરવી આપણા હાથમાં છે."

"આખી દુનીયા મ્હારી હાંસી કરશે."

"ના! ત્હારી નિષ્કલંક રાજ્યનીતિની કીર્તિ ગાશે. આટલા અપમાન છતાં તું સત્યને વળગી રહ્યો—એથી વધારે શું યશની આશા રાખે છે?"

**તૈલપે** ડોકું ધુણાવ્યું.

થોડી વાર કોઇ બોલ્યું નહિ. પછી **તૈલપે** કહ્યું: "ત્યારે એનું શું કરવું છે?"

"બીજું તું કહે તે."

"કાષ્ટપિંજરમાં એને રખાતો નથી; એને મરાતો નથી. ત્યારે એનું કરવું શું?"

"હમણાં તો કારાગ્રહમાં છે. પછી જોઇ લઇશું. ઉતાવળ ક્યાં છે?"

"મ્હને કાંઇ સ્હમજ પડતી નથી." કહી ફરીથી ડોકું ધુણાવી **તૈલપે** ચાલવા માંડ્યું.

"પડશે—પડશે" કહી **મૃણાલે** આશ્વાસન આપ્યું.

રાજા ત્યાંથી ચાલ્યો ગયો. એકલી **મૃણાલ** વિચારમાં ઉભી રહી. ત્હેનું હૈયું હરખાતું હતું. ત્હેણે **મુંજને** મરતો બચાવ્યો હતો. ત્હેની કલ્પનાશક્તિના બંધ ફરીથી તૂટ્યા—અને પલે-પલે **મુંજના** સ્વરૂપે જે મોહકતા ધારણ કરી હતી તે ફરીથી આંખ આગળ લાવવા તે મથી રહી. આંખો મીંચી આ રસિક પ્રયત્ન ત્હેણે આદર્યો—અને પ્રયત્ન સફલ થતાં, જરા તે હસી, અને છાતી દાબી ત્યાંથી ચાલી ગઇ.

*  *  *  *

માનભંગ થયેલા **તૈલપે** ક્યાં સુધી એકાન્તમાં આમ તેમ ફર્યા કર્યું. ત્હેના ગર્વને મ્હોટો ફટકો પડ્યો હતો. ત્હેની સ્થિતિ ઘણી જ તિરસ્કારને પાત્ર થઇ રહી હતી એ પણ નિર્વિવાદ વાત હતી. આખું **તૈલંગણ** તો શું પણ આખી દુનિયા આ પાદપ્રક્ષાલન વિસરવાની નથી; અને તેમ્હાં વિદૂષક પોતે હરશે એમ્હાં પણ કાંઇ સંશય લાગ્યો નહિં.

ત્હેને **મૃણાલવતી** આમ કેમ કરતી હતી તે સ્હમજાયું નહિં. **મુંજ** ત્હેનું આવું અપમાન કરે—અને **મૃણાલ** ત્હેને બચાવે! ત્હેની બ્હેનમાં ત્હેને શ્રદ્ધા હતી; ત્હેને પણ **મુંજ** માટે સંપૂર્ણ તિરસ્કાર હતો. ક્યાં સુધી ત્હેણે વિચાર કર્યો પણ કાંઇ સ્હમજાયું નહિ.

## પ્રકરણ ૨૨ મું.

### વિલાસનું સ્વાસ્થ્ય.

**પુરૂષ** અને સ્ત્રીને પ્રેમની પરવા નહિં હોય તો સહજીવન ન કરવું—એ વિષયમાં—એક કાવ્યસેવામાં ને બીજું સંગીતમાં. કાવ્ય ને સંગીતનો સહચાર વિમાનની ગરજ સારે છે, ને સહચારીઓ વગર દોરીએ વ્યોમમાં ચ્હડી—એક બીજાનેજ આધારે ઉડતાં—ન છૂટે એવી એકતામાં ભેરવાઇ પડે છે. **વિલાસ** ને **રસનિધિ** આ વાત વિસરી ગયાં.

રસનો સ્વાદ ચાખતાં **વિલાસની** તરસ વધતી ગઇ, અને **રસનિધિએ** અખૂટ રસધારા વર્ષાવી તરસ છીપાવાનો પ્રયાસ કર્યાંજ કર્યો.

**માલતી માધવના** તોફાની પ્રદેશમાંથી તેઓ મ્લાનવદને **'ઉત્તરરામચરિત'** ના હૃદયભેદક વાતાવરણમાં વિહર્યાં, અને ત્યાંથી **'શાકુન્તલ'**

ની સોનેરી, મોહભરી મીઠાશનો અનુભવ લેતાં લેતાં ક્યાંને ક્યાં ભૂલાં પડી ગયાં. આ મનગમતી મુસાફરીમાં અણજાણ બાલા ગાંડીતુર બની ગઇ, ને પલે પલે ખીલતી રસિકતાથી કાવ્યની અનેકરંગી મોજો મ્હાલવા લાગી. ત્હેનો આત્મા પણ નવરંગી થયો એટલુંજ નહિં, પણ કોઇક પલે ત્હેના ને રસનિધિના રંગનું અનેરૂં મિશ્રણ અણજાણપણે થવા લાગ્યું.

"પાદપ્રક્ષાલન" ની રાજ્યસભા વિખરાઇ ગયા પછી સાંજના મંદિરમાં બેઠાં બેઠાં રસનિધિએ વિક્રમોર્વશીયનો નાટક પૂરો કર્યો.

" હવે શું કહેશો ? "

રસનિધિ દયામણે ચ્હેરે આ બાલા સ્હામું જોઇ રહ્યો; ત્હેની આંખોમાં ઝલઝલીયાં આવવા માંડયાં.

"વિલાસવતી ! હવે બહુ થયું. હું કાંઇ હંમેશા માન્યખેટમાં રહેવાનો નથી."

વિસ્મય બની, વિલાસવતી જોઇ રહી. "તમ્હે ક્યારે જવાના છો ?"

"તમ્હારા મહારાજા રજા આપે તો અત્યારે."

વિલાસવતીએ નિસાસો મૂકયો "ને પાછા"–

"પાછા !" રસનિધિએ હોઠ દાબી કહ્યું "શંભુ લાવે ત્યારે" ત્હેની આંખો ચમકી રહી.

વિલાસે નિસાસો મૂકયો; અને ધીમેથી બબડી "શીવ શીવ."

" મ્હને પણ ભોલાનાથ સંભારવાનું મન થાય છે. મ્હે તમ્હારા જીવનને નકામું રસને પંથે ચ્હડાવ્યું. મ્હને પસ્તાવો થાય છે" કહી અચાનક આવેલું આંસુ રસનિધિએ લૂછી નાખ્યું.

"તમ્હે કેમ રડો છો ?"

"તમ્હારે લીધે." હિંમતથી રસનિધિએ કહ્યું.

"મ્હારે લીધે !" જરા ગૌરવનો ડોળ કરતાં બાલાએ કહ્યું.

"હા. અહિંયા તો બધાં જાનવરો છે. તેમ્હાં તમ્હારૂં શું થશે ?"

વિલાસનો હોઠ ધ્રૂજ્યો.

રસનિધિ ઉભો થઇ ગયો.

"મ્હારૂં ચાલે તો—"

વિલાસને અણજાણતાં એક ધ્રસ્કું આવ્યું.

"તો—"

"તમ્હને અવન્તી લઇ જાઉં—"

આંસુઓમાં તરતી આંખે વિલાસ જોઇ રહી. ત્રણ દિવસમાં આ પુરૂષને જાણે તે પ્હેલેથીજ ઓળખતી હોય એવો ભાસ થતો હતો.

વિલાસવતી જમીન તરફ જોઇ રહી; રસનિધિ સ્નેહભીની આંખે વિલાસ તરફ જોઇ રહ્યો.

થોડીવાર કોઇ બોલ્યું નહિ.

"વિલાસવતી !"

"કેમ અલ્યા ! શું કરે છે ?" એક કઠોર અવાજ પાછળથી આવ્યો.

બન્ને ફર્યા—કુંવર અકલંકચરિત મંદિરના પગથીયાં નીચે યમરાજ સમો ભયંકર બની ઉભો હતો. ત્હેણે કાંઇ સાંભળ્યું ન્હોતું; પણ માત્ર રસનિધિની સ્નેહભીની મુખમુદ્રા જોઈનેજ ત્હેનો પીત્તો ઉછળ્યો હતો.

રસનિધિએ જોરથી હોઠ દાબ્યા ને ચિત્ત ઠેકાણે આણ્યું. વિલાસ બ્હાવરી બની ગઇ.

ધુરકતે ડોળે કુંવર જોઇ રહ્યો; અનિમિષ નયને રસનિધિએ પણ ત્હેના તરફ જોયા કર્યું.

"શું કરે છે ?" અકલંકચરિતે પૂછ્યું.

"તમ્હે જૂઓ છો હું શું કરૂં છું" જરા સખ્તાઇથી રસનિધિએ જવાબ દીધો.

"મ્હેં ન્હોતું કહ્યું કે આ મંદિર ત્હારે માટે નથી ?"

"હું મંદિરમાં ન્હોતો આવ્યો. મહાસામન્તની કુંવરીને મળવા આવ્યો હતો."

કુંવરે હોઠ કરડયો. "શા માટે ?"

"મ્હને મન થયું. મ્હારા પ્રાણરક્ષકની પુત્રી છે; મ્હારે એને મળવુંજ જોઇએ."

કુંવરને શું કહેવું તે સૂઝ્યું નહિં.

"વિલાસવતીની તપશ્ચર્યામાં ભંગ પાડવાનો નથી. ચાલ ! તું ત્હારે રસ્તે ચાલવા માંડ" રસનિધિ હસ્યો "તમ્હારા પિતા રજા આપે તો આ ઘડીયે."

"ચાલ હવે જા."

"કુંવરીને લઇને જઇશ. લક્ષ્મીદેવી એને બોલાવે છે."

"વારૂ ! હમણાં આવે છે."

રસનિધિએ જોયું કે હવે ઘણીવાર ઉભા રહેવું સલાહ ભરેલું નથી. તે ધીમો ધીમો પગથીયાં ઉતર્યો અને ત્યાંથી જવા લાગ્યો.

અકલંકચરિત પગથીયાં ચ્હડયો.

"વિલાસવતી! આવા જોડે વાતો શું કરવી ?"

વિલાસ નીચું જોઇ બોલી: " માણસ તો સારા છે."

અકલંકચરિતની આંખોમાં નિષ્ઠુર તેજ આવ્યું. "આવા માણસ જોડે બોલવું એ તેલંગણની ભાવી સામ્રાજ્ઞીને નહિ શોભે."

વિલાસે ઉંચું જોયું, ને એકદમ રડી દીધું. ક્યાં સુધી ત્હેનાં ધ્રુસ્કાં રહ્યાં નહિ. કુંવર સ્થીર નયને જોઇ રહ્યા. વિલાસનાં આંસુનો પ્રવાહ ઓછો થયો ત્યારે તિરસ્કારથી અકલંકે કહ્યું: "આ ત્હારો વૈરાગ્ય ને આ ત્હારૂં સ્વાસ્થ્ય!"

વિલાસ બોલી નહિ, અને શાન્તીથી કુંવર ત્યાંથી ચાલ્યો ગયો.

* * *

તે ગયો, એટલે રસનિધિની વાટ જોતી તૃષાર્ત ચાતકી સમી વિલાસ ચારે તરફ જોઇ રહી.

## પ્રકરણ ૨૩ મું.
## તપની મહાસિદ્ધિ.

મૃણાલ સંધ્યાકાલની વાટ જોતી બેઠી.

દુનિયામાં કેટલાંક દુઃખ સહ્યાં જાય છે, કેટલાંક દુઃસહ થઇ પડે છે–પણ વ્હાલમની વાટ જોતાં થતી વેદના જેવી અસહ્ય વેદના બીજી એકે હોતી નથી. તેમ્હાં આવી વેદના મૃણાલને આ ઉમરે પ્હેલવ્હેલી હતી.

પોતાનું ધાર્યું કરવાની, બીજા પાસે કરાવવાની ત્હેને ટેવ હતી; પણ અત્યારે તે નિરાધાર હતી. છતાં આ નિરાધારીમાં, આ વેદનામાં સમાયેલું સુખ ત્હેણે કદી અનુભવ્યું ન્હોતું. નવવધૂના ઉત્સાહથી તે સાયંકાલની વાટ જોતી હતી.

સૂર્યાસ્ત થતાં તે ઉઠી, અને ધબકતા હૈયાને આશ્વાસન આપતી મુંજને મળવા ચાલી.

કારાગ્રહની ચોકી કરતા સૈનિકોએ આ રાજ્ય વિધાત્રીને આવતાં જોઇ; અને તેઓ દૂર હટયા. પાદપ્રક્ષાલન વખતે થયેલા રમખાણની ખબર આખા માન્યખેટમાં પ્રસરી ગઇ હતી; અને આ તોફાનનો કેમ અન્ત આવે છે ત્હેની જીજ્ઞાસા બધાને થતી હતી. સૈનિકો પણ નવાં નવાં ગપ્પાં મારતા હતા; અને આ પ્રસંગ કાંઇ અનન્ય છે એમ તેમ્હને લાગતું હતું. આ કારણથી મૃણાલ અત્યારે મુંજને મળવા આવે તેમ્હાં તેમ્હને કાંઇ અજાયબી જણાઇ નહિ.

મૃણાલે જોયું કે લોકલાજ જાળવવા તે શા કારણે અહિંયા અત્યારે આવી તેનું કાંઇ પણ બ્હાનું આપવું જોઇએ. ત્હેણે ત્યાં ઉભેલા નાયકને પૂછ્યું:

"કેદારદત્ત! પેલો પાપી કેમ છે?"

"છે તેમનો તેમ. નીરાંતે ઉંઘે છે."

"કેવો નીંભર! એ પાપીને કાંઇ બોધ કરવો જોઇએ. તેલંગણની કીર્તિ વધે ને એ નમે તોજ ઠેકાણું પડશે" કહી તે અંદર ગઇ. ત્હેના અવાજમાં જે નિશ્ચયાત્મકતા હંમેશાં રહેતી તે અત્યારે ન્હોતી. પોતે જુઠું બોલતી હતી તે જોઇ ત્હેને કમકમાં આવ્યાં.

પણ તે જુઠાણાંનો પશ્ચાતાપ લાંબો વખત રહ્યો નહિ. જેવી તે ભોંયરામાં દાખલ થઇ તેવોજ મુંજનો અવાજ આવ્યો "કેમ આવ્યાં કે? મ્હેં ન્હોતું કહ્યું?"

મૃણાલનું હૃદય ઘેલું બની રહ્યું. એ અવાજમાં રહેલી મોહિનીથી તે બધું વિસરી ગઇ. ગઇ રાતે અનુભવેલો આનંદ ફરીથી વ્યાપી રહ્યો. ત્હેને ક્ષોભ થયો, તે શરમાઇ ગઇ, ધ્રૂજતા હાથો એકમેકમાં રાખી તે ઉભી રહી. પગે આગળ ખસવા ના પાડી.

"મૃણાલવતી!" હસતે મ્હોડે મુંજે કહ્યું "હવે એમ શરમાય કેમ ચાલશે? તમ્હારો હવે છુટકો નથી."

મૃણાલે ઘણો પ્રયત્ન કર્યો, પણ બોલાયું નહિં, વિચાર સ્થીર થયો નહિં, સ્વસ્થતા આવી નહિં. ત્હેને પોતાના તરફ તિરસ્કાર આવ્યો, પણ સ્વસ્થતા આણવા કરેલા પ્રયત્નો નિષ્ફલ ગયા.

નયનતેજના સુદર્શન ચક્રથી મૃણાલનું રક્ષણ કરતો ધરણીધર સમો પૃથિવી–વલ્લભ પાસે આવી ઉભો.

"ગભરાવ છો શું? અત્યાર સુધી પ્રેત હતાં–હવે સજીવન થયાં" કહી તેણે હાથ પહોળા કર્યા.

મૃણાલ ક્ષોભમાં પણ ચમકી; અને પાછી હઠી. મુંજે હાથ લંબાવી જોરથી આનાકાની કરતી મૃણાલને બાથમાં ભીડી–ચગદી નાંખી.

મૃણાલ–વૃદ્ધાવસ્થાને આરે ઉભેલી ઉગ્ર તાપસી તરફડતી ધ્રૂજતી, ન્હાસી જવાની ઇચ્છાથી કાંપતી, આનંદની અવધી અનુભવતી ઉભી રહી. મુંજે નીચા વળી ચુંબન કર્યું.

આનંદના મદમાં, પશ્ચાતાપના ક્રોધમાં, ક્ષોભની અનિશ્ચિતતામાં ત્હેણે જોરથી છુટવાનો પ્રયત્ન કર્યો. જાણે તે ન્હાનું બાલક હોય તેમ હસતો હસતો મુંજ ત્હેને બાથમાં પકડી રહ્યો.

"આ શું કરો છો?" આખરે મૃણાલે કહ્યું.



વિલાસવતી જમીન તરફ જોઇ રહી; રસનિધિ સ્નેહભીની
આંખે વિલાસ તરફ જોઇ રહ્યો.

"મૃણાલવતી! આનંદ અનુભવું છું ને હેનો અનુભવ કરાવું છું" કહી તે હસ્યો.

મૃણાલે જોરથી તરફડીયાં માર્યાં, અને મુંજે હેને છોડી. તે કુદીને આઘી ઉભી રહી.

"તમ્હે મ્હને કલંકિત કરો છો. મ્હને ભ્રષ્ટ કરો છો. મ્હારાં તપ પર પાણી ફેરવી નાંખો છો" ઝપાટાબંધ શ્વાસ લેતાં અડધા અક્ષરે મૃણાલે કહ્યું.

"મૃણાલવતી! પાછો ઢોંગ કર્યો. કલંક પાપીઓને હોય, ભ્રષ્ટ અશુદ્ધ હોય તે થાય, નિર્બલ હોય હેનાં તપ પર પાણી ફરે. આનંદ સમાધી અનુભવતાં કદીયે કલંક હોય નહિં કે ભ્રષ્ટ થવાય નહિં. એ તો તપની મહાસિદ્ધિ! આનંદની અરૂચી હેનું નામ રોગ. હવે તમ્હે રોગથી મુક્ત થયાં—આજ સુધી ન્હોતાં. બોલો કદી આવું સુખ અનુભવ્યું હતું?'

"તમ્હે કેમ જાણ્યું?"

મુંજ હસ્યો.

"રોગથી મુકત હોય તે તરત નિરોગીને પારખે. મૃણાલવતી! ક્ષણભંગુર જીવનમાં આનંદ અનુભવ્યા શીવાય બીજાને માટે સમય નથી. મ્હને જોયો, પારખ્યો ત્યારે એ તમ્હે સ્હમજ્યાં."

"મુંજરાજ! તમ્હે અદ્દભુત છો" જરાક હસીને મૃણાલે કહ્યું.

"ના. માત્ર અનુભવી છું, અને તમ્હને અનુભવ કરાવવાજ મ્હને વિધિએ અહિંયા મોકલ્યો છે: નહિં તો મ્હને વળી આ કારાગ્રહ શા માટે?" કહી મુંજે ફરીથી હાથ લંબાવી મૃણાલને ખેંચી.

ધીમે ધીમે મૃણાલ ખેંચાઇ ને પાછી પૃથિવી-વલ્લભની વિશાળ છાતી પર લપાઇ ગઇ.

મૃણાલે કલંકનો ખ્યાલ, ક્ષોભ ને પશ્ચાતાપ બધાં દૂર કર્યાં. અનેક વર્ષોની દબાવેલી ઉર્મિઓને આગળ વધવા દીધી.

મુંજ તેવો ને તેવોજ સ્વસ્થ હતો. સિપ્રાતરંગોમાં અવન્તીની મદભર સુંદરીઓ સાથે જે રસથી તે વાતો કરતો તેવાજ રસથી આ વૃદ્ધ અને કદરૂપી તાપસી જોડે તે વાતો કરી રહ્યો.

દૂરથી ચોઘડીયાં વાગ્યાં અને બ્હાર કોઇના પગલાં ખખડયાં એટલે મૃણાલને સમય ને સ્થલનું ભાન આવ્યું.

"પૃથિવી વલ્લભ! હવે મ્હારે જવું જોઇએ."

"શા માટે?"

"મ્હારી દાસીઓ જાણશે તો શું થશે? ને તૈલપરાજ—"

"ભલે જાણે? કયાં આપણે ગુનોહ કરીયે છીયે."

મૃણાલે હસતાં હોઠ કરડયા. "તમ્હારી નફટાઇની હદ નથી."

"કેમ?"

"તમ્હને કશાની પરવા નથી."

"શા માટે હોય? સેવક હોય હેને પરવા: અધમ હોય હેને પરવા; આપણને શા માટે હોય? કદી સિંહ કે સિંહણીને શરમાતાં જોયાં છે?"

"તમ્હે ખરેખરા પૃથિવી–વલ્લભ છો."

"તે તો હું તમ્હને ને તમ્હારા ભાઇને કયારનો કહ્યા કરૂં છું."

"હું તમ્હને પકડી લાવી–ને આખરે તો હું જ પકડાઇ"

"હું જાણતો હતો."

બ્હારથી કોઇએ બારણા ઉઘાડવા પ્રયત્ન કર્યો.

મૃણાલે કુદીને પાછા હઠીને પૂછ્યું: "કોણ?"

કેદારદત્ત બારણું ઉઘાડી આવ્યો "બા! મહારાજ આપને બોલાવે છે."

કૃત્રિમ ગાંભીર્યથી મૃણાલે કહ્યું: "કહે 'આવુ છું.' મુંજ! મ્હેં કહ્યું તે યાદ રાખજે."

"તમ્હારે હજુ ઘણું બાકી છે. બનશે તો ફરી મળીશું" લુચ્ચાઇથી હસતાં મુંજે કહ્યું.

મૃણાલની પ્રેમભીની આંખમાંથી મોહક કટાક્ષ બાણ નીકળ્યું. સ્હામું ઉભેલા વિલાસ યુદ્ધના મહારથીએ તે ઠંડે પેટે હસતાં હસતાં ઝીલ્યું.

નીચી નજર કરી, રસધારાઓ ઝીલતા હૃદયે તેલંગણની રાજ્યવિધાત્રી ત્યાંથી નીકળી.

## પ્રકરણ ૨૪ મું.

### ભોજ.

નવા પ્રણયીની ઉત્સાહભરી આંખે તે મૃણાલને જોઇ રહ્યો. તે ગઇ એટલે તે જરા હસ્યો, ફર્યો અને નીરાંતે ઉંઘવા માટે એક ખૂણામાં જઇ લંબાવ્યું. થોડી પલમાં હેની સેવામાં સદા હાજર રહેલી નિંદ્રાદેવી હેને પ્રસન્ન થઇ.

થોડી વારે ભોંયમાં કાંઇક દૂરથી આવતો અવાજ સંભળાવા માંડયો. જાણે કોઇ જમીનમાં ખોદતું હોય તેમ લાગતું હતું. એ અવાજ ધીમે ધીમે પાસે ને પાસે આવવા લાગ્યો.

મુંજે ધીમેથી આંખ ઉઘાડીને કાન માંડયા. અડધી ઘડીમાં તો તે સૂતો હતો ત્હેની નીચેના પત્થર નીચે કોઇ ખોદતું દેખાયું.

મુંજ ત્યાંથી ખસ્યો ને અંધારામાં પોતાની મેળે હસવા લાગ્યો. ત્હેના હોઠ તિરસ્કારમાં મરડાયા. ત્હેને લાગ્યું કે તૈલપ અત્યારે ચોરીછુપીથી ત્હેનું ખૂન કરવા આ માર્ગે મારાઓ મોકલતો હતો.

"બીચારો તૈલપ! બીજો કાંઇ રસ્તો સૂઝયો નહિ." કહી તે ઓઘેના ખૂણામાં જઇ તબીયેત વાળી, શાન્તીથી ઉભો.

ઘડી ગઇ ને પત્થર હાલવા લાગ્યો. બીજી પળે તે ઉંચકાયો અને કોઇએ ડોકીયું કર્યું.

"મહારાજ!"

"કોણ છે?" શાન્તીથી મુંજે પૂછ્યું.

"એ તો હું–ભોજ!" કહી પેલા આવનારે ચકમક ઘસી કાકડો ચેતાવ્યો.

"કોણ ભોજ! તું અહિંયાં?"

રસનિધિ–'ભોજ' નામે સંબોધેલો પુરૂષ તે જ હતો–ભોંય પર કાકડો મૂકી, કુદકો મારી સુરંગમાંથી મુંજ આગળ આવ્યો, ને ભોજને ભેટી પડયો. "દીકરા તું કયાંથી આવ્યો?"

રસનિધિ–ભોજ જવાબ આપે તે પહેલાં સુરંગમાંથી ધનંજય ને બે ત્રણ બીજા કવિઓ કુદીને બહાર આવ્યા.

"ઓહોહો! કેમ છે? ધનંજય! હુલાયુધ! અગ્નિમિત્ર!" કહી મુંજ તેમ્હને ભેટયો.

હુલાયુધે ભોંયપર પડેલો કાકડો ઉંચકી, ઉંચો ધર્યો.

"કવિરાજો! આ શું?"

"મહારાજ! આપને બચાવવા." ભોજે કહ્યું.

મુંજ હસ્યો. "પણ તું આજે સવ્હારે આ કવિવરોમાં કયાંથી આવ્યો?"

"મહારાજ! લશ્કરમાં ભંગાણ પડયું ને આપ પકડાયા એટલે હું વેશ બદલી હું લોકોના વૃંદમાં અહિંયા આવ્યો"

"ને મ્હને બચાવવાનો રસ્તો શોધી કહાડયો." મુંજે કહ્યું "આવું જોખમ શા માટે ખેડયું?"

"મહારાજ! આપ વિના અમ્હે કેમ રહી શકીયે."

"ગાંડા! તો પછી તું કયારે રાજ્ય કરશે?"

"મહારાજ! મ્હને રાજ્યલક્ષ્મીની તૃષ્ણા નથી."

"ત્હને મારી નાંખવા મોકલ્યો ત્યારે તો તેં બીજુંજ કહ્યું હતું" હેતથી હસીને મુંજે કહ્યું. "મ્હને શું કહ્યું છે તે યાદ છે.—

नकेनापि समंगता वसुमती मन्ये त्वया यास्यति" १

"તેથીજ મ્હારે ધરણીને અનાથ કરવી નથી. ચાલો" કહી ભોજે સુરંગ દેખાડી.

"પણ માન્યખેટની બ્હાર કેમ લઇ જશે?"

"ત્હેની પણ તજવીજ કરી છે. અડધા પ્રહરમાં આપણે અવન્તીનો પંથ પકડશું. ચાલો હવે વિલમ્બ કરવો કામનો નથી."

"શું કામ આ તસ્દી લીધી?"

"મહારાજ! આ વાત કરવાનો વખત નથી."

"શા માટે નહિં?" ઠંડે પેટે મુંજે કહ્યું "આવો આનંદ કયાં મળવાનો હતો?"

"પણ કોઇ આવી લાગશે તો પકડાઇ જઇશું."

"તે તેં કેમ જાણ્યું કે અહિંયાથી નીકળતાં નહિ પકડાઇએ. કવિરાજો! મ્હને તમ્હે કેમ કરી બચાવવાના હતા?"

"પ્રભો"! ધનંજયે કચવાઇ કહ્યું "અહિંયાથી શહેર બ્હાર નીકળે એવી સુરંગ હાથ લાગી છે."

"સુરંગ હાથ લાગે છુટાતું હોય તો જોઇએ શું? તમ્હે પણ આવી ભ્રમણામાં પડયા? અમાત્ય રૂદ્રાદીત્યની ભવિષ્યવાણી ભુલી ગયા? ત્હેણે શું કહ્યું હતું: પૃથિવી–વલ્લભ જીવનમાં એકજ વાર ગોદાવરી ઓળંગશે—બીજી વાર નહિં. હું એક વાર ઓળંગી ચૂકયો" સ્વારસ્યથી પૃથિવી–વલ્લભે કહ્યું.

"મહારાજ" ભોજે અધિરા બની કહ્યું. "ભવિષ્યવાણી તો ભગવાન ભાસ્કરાચાર્યની ખરી નથી પડી! ત્હેને આધારે તે આપથી અહિંયા રહેવાય?"

મુંજ હસ્યો "ભોજ! ભોજ! તું ઉતાવળીયોજ રહ્યો. હું આજે નહિં આવી શકું" ચારે જણા સ્તબ્ધ બની જોઇ રહ્યા.

"અરે પણ કાલ પ્હેલાં શુંયે થાય?"

"શું થશે? સૂર્યનો ઉદય ને અસ્ત" બેદરકારીથી મુંજે કહ્યું.

"પણ આજે વાંધો શો છે?" ધનંજયે પૂછ્યું. મુંજ હસ્યો.

"મ્હારે અભિસારિકા આદરવી છે."

---

૧ ભોજને મારી નાંખવા જ્યારે મુંજે મારા મોકલ્યા હતા ત્યારે ત્હેણે કટાક્ષમાં કહેલું હતું કે "કોઇ રાજાની સાથે જે પૃથ્વી ગઇ નથી તે હે મુંજ! હવે ત્હારી સાથે આવશે."

"હે" ચમકીને ધનંજય ને ભોજ બોલી ઉઠયા!

"કેમ ગભરાઇ ઉઠયા! કામબાણને આ કારાગ્રહનું અંધારૂં નડતું હશે,નહિં? કવિરાજો! જ્યાં વિશ્વવ્યાપી પરબ્રહ્મ પણ ન પ્હોંચે ત્યાં એ બાણો ત્રાસ વર્તાવે છે—ભુલી ગયા?"

ભોજ કચવાઇ હોઠ કરડી રહ્યો. ધનંજય પૃથિવી–વલ્લભની બેદરકારી જોઈ અંજાઇ રહ્યો.

"મહારાજ!" ત્હેણે હસીને કહ્યું "અંહિયા કોણ મળ્યું."

" તૈલંગણની મહાતપસ્વિની-તૈલપની બ્હેન!"

"શું કહો છો?" ધનંજયે પૂછ્યું.

ભોજને કંપારી આવી. હલાયુધ ને અગ્નિમિત્ર વિચાર કરવા લાગ્યા કે આ સ્વપ્ન હતું કે સાચું.

"ખરી વાત! તે બીચારી વિરહાગ્નિમાં બળી મરે છે."

"મહારાજ!" ભોજથી ન રહેવાયું "આ વખત તો મહેર કરો. અમ્હારાપર નહિં તો અવન્તી પર."

ભોજનો ક્રોધ જોઇ મુંજ હસ્યો. "બેટા! જીવ છોડાય–કાંઇ અભિસારિકાને દીધેલા વચનો તોડાય? તું હજુ કાચો છે?"

પેલા ચારે એક બીજા તરફ જોઇ રહ્યા. તે મુંજને ઓળખતા હતા. તે જાણતા હતા કે તે નિશ્ચલ હતો.

"ત્યારે કાલે કયારે?"

"મધ્યરાત્રીએ."

"મહારાજ એક દિવસમાં કાંઇનું કાંઇ થઇ જાય તો?" ભોજે છેલ્લો પ્રયત્ન કર્યો.

"થવા દે! તેમ્હાં શું થયું?"

ભોજ થાકયો. આનો જવાબ શું આપવો તે જડયું નહિં. ત્હેણે નિસાસો મૂકયો.

"ઠીક ત્યારે! જીવતા રહીશું તો કાલે મધરાતે."

"મ્હને ને મૃણાલ બેને લઇ જવાની તૈયારી કરજો."

આ શાન્તી તે સહી શકયા નહિં. એક શબ્દ પણ બોલ્યા વગર ચારે જણા સુરંગમાં પાછા પેઠા.

સુરંગને મ્હોડે પત્થર ઢાંકી પૃથિવી–વલ્લભ ત્હેના પર સૂતો. થોડીવારે તે નિદ્રાવશ થઇ ગયો.

પેલી તરફ સુરંગમાંથી ભોજ ને કવિઓ કચવાતા કચવાતા બ્હાર આવ્યા.

"કવિરાજ!" ભોજે કહ્યું "આ તે કાંઇ માણસ છે?"

"ના દેવ છે?"

"મ્હેં તો ગુસ્સામાં કહ્યું હતું કે પૃથ્વી આની સાથે આવશે; પણ એ તો જરૂર આવશે જ એમ માની બેઠા છે."

"એજ એની ખૂબી છે" કહી થાકેલો ધનંજય ભોંય પર બેસી ગયો.

## પ્રકરણ ૨૫ મું.

### મુંજ.

યુવાવસ્થામાં પ્રણય નિઃસ્વાર્થી ને શુદ્ધ હોય છે, અધેડવયમાં ક્ષમાશીલ ને ડહાપણભર્યો હોય છે. ઉતરતી વય ત્હેને માટે છે નહિં; અને ત્હેમાં જો એ અતિથિ આવે તો ત્હેમાં આ ચારેમાંથી એક ગુણ જડતો નથી.

એ પ્રણય દબાયેલી લાગણીનું અસ્વાભાવિક તોફાન હોય કે અત્યંત વિપર્યાં સ્વભાવની લાલસાનું પરિણામ હોય. મૃણાલવતીનો પ્રણય આવા કોઇ પ્રકારનો હતો. ત્હેને એકજ વસ્તુની પરવા હતી–પોતાના તોફાની હૃદયને સંતોષ આપવાની. ત્હેનામાં સુકોમલ, બીનઅનુભવી બાલિકાની કલ્પનાશક્તિ ને અજ્ઞાનતા ન્હોતાં; અને તેથી તેવી બાલા એક પ્રણયીને પૂજે, ત્હેની મૂર્તિને માનસિક અર્ધ્યે આરાધે, તેના આચારવિચારના મનનમાંજ તલ્લીન થઇ રહે તેવું કાંઇ ત્હેને થતું નહિં. વિષયતૃપ્તિથી ડાહી થયેલી સગવડ અને શાન્તી સેવતી મધ્યા જે સ્નેહથી પ્રણયીને નીરખે, ત્હેની સેવામાં આનંદ માને–એવું પણ કાંઇ ત્હેને થયું નહિ.

મૃણાલમાં બાર વર્ષની નવોઢાનું અણજાણપણું હતું–સત્તર વર્ષની રસિકાનો અસંતોષ હતો–પ્રૌઢાથી પણ વધારે મસ્તી હતી–વૃદ્ધાનું કલ્પનાહિણ, અનુભવી, સ્વાર્થી મગજ હતું–બ્રહ્મચારિણીનું શરીરબળ હતું–ને ઉગ્ર તાપસીની કાર્યસાધકતા હતી. કોઇ દેવપદથી પડેલી દુર્ગા મદમસ્ત જાનવરનું સ્વરૂપ લઇ કદી ન અનુભવેલી એવી લાલસા સંતોષવા અવતરી હોય એવું લાગતું હતું.

તે આનંદમાં હતી, હવામાં ઉડતી હતી. ત્હેના બાહોશ મગજમાં નિર્ણય થઇ ગયો હતો. મુંજ જીવનભર કેદી રહેવાનો; ત્હેની ઇચ્છા થતાં તૈલપ ત્હેને સુઘડ કારાગ્રહ આપશે. "પછી મ્હારા પ્રેમની આડે કોણ આવી શકે એમ છે?"

ત્હેણે પોતાની લાગણીઓને "પ્રેમ" શબ્દની સંજ્ઞા આપી હતી. આ ત્હેનો "પ્રેમ" પણ ત્હેના સ્વભાવને લાયક હતો. જેમ મહત્ત્વાકાંક્ષા સાધવા ત્હેણે પૃથિવી–વલ્લભને જીત્યો હતો તેમ લાલસા સંતોષવા અત્યારે ત્હેણે મુંજની જીત કરી હતી. અવન્તીનાથના પ્રતાપથી એક ઇચ્છા ઉદ્‌ભવી હતી–બીજી ત્હેના અપ્રતીમ સૌંદર્યથી; અને બન્ને ઇચ્છા તે પ્રતાપી નરેશને કેદમાં રાખે સંતોષાશે એવું લાગ્યું.

તે આત્મસ્તોત્રનું ગાન કરવામાં વિસરી ગઇ કે એના અને મુંજના પ્રણયપ્રકરણમાં મુખ્ય પાત્ર, વિજેતા કોણ હતું. ત્હેણે ધાર્યું કે તે પોતે હતી.

રાત વીતી ને તે ઉઠી અને પાછા જઇ મુંજનું મુખ જોઇ આવવાનું મન થયું. તે ત્યાંથી નીકળી કારાગ્રહમાં ગઇ.

ત્હેને આવતી જોઇ રખેવાળને બીચારા કેદી ઉપર દયા આવી. ત્હેને લાગ્યું કે આ ભયંકર રાજ્યવિધાતા આટલી વખત મુંજની પાસે આવે છે ત્હેનું પરિણામ જરૂર એજ થવાનું કે તે કમોતે મરવાનો. મૃણાલનો સ્વભાવ ને રાજ્યનીતિ એવાં ક્રૂર મનાતાં કે તે મળવા આવે તેમાં પણ ક્રૂરતા શિવાય બીજો કોઇ મુદ્દો હોય એમ સંભવી શકે એમ ન્હોતું.

મૃણાલને જોતાં ઉગતાં સૂર્યના કિરણસમાં કિરણો મુંજની આંખમાંથી ફૂટયાં. થોડી વાતચીત થઇ, નયનો સ્હામસ્હામા નાચી રહ્યાં ને મુંજે વાત કહાડી, "સારૂં થયું આવ્યાં તો?" કહી મુંજે હેતથી મૃણાલને ખભે હાથ મૂકયો.

"કેમ?"

"હું વિચાર કરતો હતો કે આવું ચોરીછુપીથી જીવન કેમ નીભાવાશે?"

"બીજો રસ્તો શો? થોડા વખત પછી કાંઇ રસ્તો સૂઝશે."

"આપણે તે કાંઇ બાલક છીયે કે વખત જવા દેવાય છે?" કહી મુંજ હસ્યો. "તમ્હને પળીયાં આવ્યાં. મ્હને યે પચાશ થશે."

"શું કહો છો? મ્હેં તો ધાર્યું હતું કે–"

"કે હું ઘણો ન્હાનો છું કેમ?"

"હા. નથી એક વાળ ધોળો થયો, ને નથી એક કરચલી પડી કપાળે. તમ્હે તો અદ્‌ભૂત છો."

"જેવું મન, તેટલી ઉમ્મર" મુંજે કહ્યું. "તમ્હે અહિંયા જંપીને સુખ મ્હાલવાના નથી."

"કેમ?"

"હું દેશનો દુશ્મન છું. તમ્હારો ભાઇ મ્હારો દુશ્મન છે. તમ્હને બધા તપસ્વિની ગણે છે. ને તમ્હે અહિંયા રાજ્યમાતા જેવી પદવી ધારો છો. અહિંયા લોકો તમ્હને જીવતાં નહિં છોડે."

"અહિંયા મ્હને કોણ પૂછે?"

"જ્યાં વાત બ્હાર પડી કે તમ્હે તપસ્વી નથી એટલે તમ્હને પૂછી તો શું પણ કરડી ખાશે."

મૃણાલ મૂંગી રહી મુંજે હેતથી પોતાનો હાથ ત્હેના ખભાપર નાંખ્યો ને જવાબની વાટ જોતો ઉભો રહ્યો. "ત્યારે રસ્તો શો?"

"એક તો એ કે તમ્હે મ્હારો વિચાર કરવાનું છોડી દો–ને પાછો તમ્હારો આડંબર શરૂ કરો."

મૃણાલ મદભરી આંખે ત્હેની સ્હામું જોઇ રહી. તે સ્પષ્ટ રીતે જવાબ દઇ રહી હતી કે તે રસ્તો લેવો એ બની શકે એમ હતુંજ નહિ.

"એ ન બને તો તૈલપના સિંહાસનપર તમ્હે ચ્હડી જાઓ" જાણે ઘણીજ નજીવી વાત હોય તેમ મુંજે કહ્યું.

"હાલ તેવુંજ છેને"

"કોણ કહે છે? સિંહાસનની પડખે ઉભા રહેવું ને ત્હેનાપર ચ્હડીને બેસવું તેમ્હાં તો આસમાન જમીનનો ફેર."

"તે કેમ બને?" મુંજ શું કહેવા માંગે છે તે ન સ્હમજતાં મૃણાલે પૂછ્યું.

"તૈલપને મારી નાંખો" દૃઢે પેટે પૃથિવી–વલ્લભે કહ્યું.

ચમકીને મૃણાલ પાછી હઠી "એ કેમ બને?"

"ઘણીજ સ્હેલાઇથી. મ્હને રાતે એની–પાસે લઇ જાઓ. બે પળમાં એ સ્વધામ શોધવા જશે" મીઠે અવાજે મુંજે કહ્યું.

"અરે! પણ એ તો મ્હારો ભાઇ,–મ્હેં મ્હારા દીકરા તરીકે ઉછેર્યો છે. એને કેમ મરાય?"

"ત્યારે ત્રીજો રસ્તો એથી પણ અઘરો છે."

"શો?" મૃણાલ બોલી.

"તમ્હે ચાલો મ્હારી સાથે. તમ્હને લઇ જઇ હું અવન્તીના સામ્રાજ્ઞી સ્થાપીશ."

મૃણાલ ચમકી. મુંજની ભયંકર, અશકય જેવી વાતોએ ત્હેને દિંગ જેવી કરી દીધી હતી.

"શું કહો છો?"

હસીને મુંજે ચુંબન કર્યું ને ધીમેથી મૃણાલની એક સફેત લટ ઉંચી કરી.

"મહાંકાલેશ્વર ભગવાનની છાયામાંજ પૃથિવીનું મહાપ્રતાપી સિંહાસન છે. ત્હેનાપર અત્યાર સુધી હું એકલો હતો; પણ આપણે બે બેસી શકીશું."

"પણ હું-તૈલપની બ્હેન–"

"હા. તૈલંગણના સિંહાસન કરતાં એકજ સિંહાસન વધારે પ્રતાપી છે. તે અવન્તીનું. તૈલપની બ્હેન ત્યાંજ શોભે."

"પણ–"

"ત્યારે ચોથો રસ્તો તો અહિંયા આમને આમ રહેવાનો છે. તેમ્હાં મ્હને કાંઇ નથી. પણ લોકો તમ્હને શું કહેશે? ન રહ્યા પૂરાં તપસ્વી-ને ન લૂંટાયો અભંગ આનંદ. ન રહ્યાં ઘરનાં ને ન રહ્યાં ઘાટનાં" કહી બેદરકારીથી મુંજ જરા આઘો ગયો.

મૃણાલે જોયા કર્યું. ત્હેને આ તેજસ્વી પુરૂષ વિના જીવવું અશકય લાગ્યું. ધીમેથી ત્હેણે ત્હેના મુખની રેખાએ રેખા નજરમાં ઘાલી. આ પુરૂષને પોતાનો કરવા માટે જે કર્યું હોય તે ઓછું એમ ત્હેને લાગ્યું.

"કેમ શો વિચાર?" મૃણાલના ખભાપર હાથ મૂકી ત્હેને પાસે ખેંચતાં થોડી વારે મુંજે પૂછ્યું.

એકદમ મૃણાલને ઉમળકો આવ્યો. ત્હેણે મુંજના બે હાથ પકડયા.

"પૃથિવી વલ્લભ! તમ્હે મ્હને ગાંડી કરી નાંખી છે. બોલો શું કરૂં? મ્હારા ભાઇને મ્હારાથી નહિં મરાય, પણ અવન્તી જઇએ." ત્હેની છાતી ઉમળકાથી ઉછળતી હતી.

"આજે રાતે."

"આજે રાતે!" ચકિત થઇ મૃણાલે પૂછ્યુ "તે કેવી રીતે?"

"બરોબર મધ્ય રાત્રીએ અહિંયા આવજો. અહિંયાથી જવાનો માર્ગ મળશે."

"પણ કેવી રીતે?"

"જો કામદેવને માર્ગ જોઇએ તો કારાગ્રહ તે કંઇ રોકી શકે?" કહી મુંજે ફરીથી ચુંબન કર્યું; મૃણાલને પોતાની છાતી સરસી ચાંપી. થોડી વારે મૃણાલ છુટી પડી. "પણ અવન્તીમાં તમ્હારી પટ્ટરાણી હશે?"

મુંજ ખડખડ હસ્યો. "મ્હારા હૃદયમાં વસે તે પટ્ટરાણી."

મૃણાલ પાછી મુંજને વળગી પડી. "ત્યારે આજે રાતે જરૂર!" મુંજે કહ્યું.

"જ્યાં પૃથિવીનો વલ્લભ કહે ત્યાં કોઇથી ના કહેવાઇ છે" કહી મૃણાલ ગઇ.

## પ્રકરણ ૨૬ મું.

### લક્ષ્મીદેવીની રજા.

બીજે દિવસે સંહારના રસનિધિએ લક્ષ્મીદેવીને ખોળી કહાડયાં. તે અસંતોષની મૂર્તિ જેવી એક તરફ રસનિધિનું કાવત્રું પોષવામાં ને બીજી તરફ મહાસામન્તમાં અસંતોષનું ઝેર પ્રસારવામાં મશગુલ રહી હતી.

રસનિધિ આવ્યો એટલે લક્ષ્મીદેવી ત્હેની પાસે આવ્યાં.

"કેમ રસનિધિ! હજુ અહિંયા?"

"આજે રાતે" ચારે તરફ નજર નાંખી રસનિધિએ કહ્યું.

"કાલે શું મૂહૂર્ત ન્હોતું?" તિરસ્કારથી લક્ષ્મીદેવીએ પૂછ્યું.

"એણે ના પાડી."

"કોણે-પૃથિ—"

"હા."

"કેમ?" ચકિત થઇ મહાસામન્તની સ્ત્રીએ પૂછ્યું. રસનિધિ જરા હસ્યો "એમ્હને કારાગ્રહમાં બેઠાં બેઠાં કામબાણ વાગ્યાં છે."

"હેં!"

"કોઇને કહેશો નહિં–" રસનિધિએ કહ્યું "તમ્હારાં મૃણાલવતી મહારાજ પર ગાંડાં થઇ ગયાં છે."

જેમ અંધારામાંથી નીકળી એકદમ ઉજાસમાં આવતાં માણસ આંખો પટપટાવે તેમ પહેલાં તો લક્ષ્મીદેવીએ આંખો ઉઘાડદે કરી, ને પછી પૂરી સ્હમજ પડતાં ખડ્ખડાટ હસી પડી. કયાં સુધી તે હસવું ખાળી શકી નહિં "શું કહે છે?" આખરે હસવાથી આવેલાં આંસું લૂછી ત્હેણે પૂછ્યું.

"ખરી વાત. આજે એ પણ સાથે આવશે"

"ચાલો બહુ સારૂં. ને તું પણ વિલાસને સાથે લઇ જાય છે?" જરા હસીને કહ્યું.

રસનિધિ ચમકયો "તમ્હે-જાણો-છો"–

"હા. તું છાનું રાખે તેથી શું મ્હારાથી વાત અજાણ રહે?"

"તમ્હે રજા આપો છો?"

"નહિં તો હું મૂગી બેસી રહું. અહિંયા સડે ત્હેના કરતાં ત્યાં શું ખોટું"

"એટલું કે તૈલંગણની ગાદી નહિં મળે–"

"લુચ્ચા! મ્હને છેતરવા માગે છે? તેલંગણુ નહિં તો અવન્તી. કાંઇ હરકત નહિં"

"દેવી! ક્ષમા કરો" રસનિધિ–ભોજે–કહ્યું "કાકા છે એટલે પ્રભુ જાણે મ્હારો વારો કયારે આવે પણ મ્હારા હૃદયની સામ્રાજ્ઞી તો થઇને રહેશે."

"મ્હારે એટલુંજ જોઇએ છે. બેટા જા વિજય કર."

"પણ વિલાસને હમણાં કહેશો નહિં. નહિં તો એના બાપને કે કોઇને કહી દેશે."

## પ્રકરણ ૨૭ મું.

### મૃણાલે રસ્તો કહાડયો.

**મૃણાલવતી** અસ્થિરચિત્તે વિચાર કરી રહી, પણ કાંઇ નિશ્ચય પર આવી શકી નહિ. મુંજે ત્હેને બલજોરીથી હા કહેવડાવી હતી; ત્હેણે રાતે અવન્તી જવાનું વચન આપ્યું હતું. મુંજની મોહક આંખોની નજર બ્હાર થતાં આ વચન ત્હેને રૂચ્યું નહિં. ત્હેનું માન, ત્હેનું ગૌરવ, વર્ષોના રચેલા મહત્ત્વાકાંક્ષાના કિલ્લા, અત્યાર સુધી સત્તા મેળવવા આદરેલા મહાપ્રયત્નો: આ વચનથી આ બધાના ચૂરેચૂરા થઇ જતા હતા.

તે વૃદ્ધ હતી, ત્હેનામાં ડહાપણ હતું. તે જોઇ શકી કે મુંજ ત્હેને આંખની પલકમાં રમાડી જાય એવો ઉસ્તાદ હતો. ત્હેની સાથે ત્હેના રાજ્યમાં જાય એટલે પોતે નિરાધાર બને એમાં તો કાંઇ સંશય હતોજ નહિં.

આ નિરાધારીના ભયંકર અનુભવની ઝાંખી થતાં ત્હેને કમકમાં આવ્યાં. તે આવી તાપસી–આવી રાજ્યવિધાત્રી–આવી અવની કમ્પાવતી મહામાયાની એક પલમાં આવી નિરાધારી!

પણ મુંજનો મોહ પણ ભયંકર હતો. ત્હેના વિના રહેવાની એકલા ત્હેનામાં હિંમત ન્હોતી; ત્હેના વિના બે દિવસમાં સરજાયેલી રસસૃષ્ટિનો વિનાશ થશે ત્હેની પણ ત્હેને ખાત્રી હતી. તે મુંજ માટેજ સરજાયેલી હતી. અત્યાર સુધી ત્હેનેજ માટે નિર્જન જીવનના શુષ્ક અરણ્યમાં તે રખડી હતી. હવે ત્હેને હાથથી કેમ જવા દેવાય? પોતાની મેળે આ નવી રસસૃષ્ટિને આગ કેમ લગાડાય?

મુંજ નિશ્ચલ હતો. પોતે નહિ આવે તો પણ તે જવાનો; અને સદાને માટે તે એકલી, અટુલી બની જવાની. પછી જીવવું શું કામનું? પછી સત્તા હોય ત્હેને પણ શું કરવી હતી? પછી મહત્ત્વાકાંક્ષા સિદ્ધ થઇ ન થઇ તો શું? આ સ્થિતિ નિરાધારી કરતાં પણ ભૂંડી લાગી.

તો શા સારૂ સત્તા ને મહત્ત્વાકાંક્ષાપર પૂળો ન મૂકવો? તેમ્હાં કયાં સુખ કે શાતા સમાયાં હતા? એકલતા કરતાં નિરાધારી શું ખોટી?

તે નિશ્ચયપર આવવા લાગી–અવન્તી જવું ત્હેમાંજ ઓછું દુઃખ સમાયું હતું. ત્હેના મનની અનિશ્ચિત સ્થિતિનો અન્ત આવવા લાગ્યો.

એક વિચાર આવ્યો–અને ત્હેનું હૃદય વજ્રના પંજામાં પકડાયું. મુંજ જુવાન હતો, સુંદર હતો, રસિક હતો; સ્ત્રીઓને વશ કરવાની વિદ્યામાં પ્રવિણ હતો; ત્હેની વાત પરથી પણ ત્હેણે અનેક હૃદયોને રીઝવ્યાં ને રંજાડયા હશે એમ જણાતું નથી; તે સૌંદર્યભક્ષી હતો. પોતે વૃદ્ધ, કદરૂપી, નિરરસ, રસશાસ્ત્રથી અજ્ઞાત ને લલિતકલાઓની કટ્ટી વેરી હતી. પોતાનો ને મુંજ વચ્ચેનો સંબંધ કયાં સુધી પહોંચશે? વિચાર ભયંકર, ત્રાસદાયક, હૃદયભેદક હતો. કઇ દોરીયે આ સંબંધ સંધાયો હતો? ન્હોતું સૌંદર્યનું આકર્ષણ; ન્હોતો રસજીવનમાં સહકાર કરવાની શક્તિ; ન્હોતો બાળપણનો શ્રદ્ધાળુ પ્રણય. માત્ર એ બે વચ્ચે કાચી દોરી હતી. પોતે મુંજના કીર્તિ ને સૌંદર્ય પર મોહી હતી; ત્હેના પ્રભાવશીલ, સત્તાશીલ સ્વભાવ પર મોહ્યો હતો. આ ત્હેનો મોહ કેટલો વાર ટકશે? કેમ ટકશે? અવન્તી જતાં પોતાના પ્રભાવની પૂર્ણાહુતિ અપાશે, પોતાની સત્તાનો નાશ થશે; અત્યારેજ ત્હેના પ્રભા[illegible] સત્તા પૃથિવી–વલ્લભના પગનાં તળીયાં નીચે કચરાતાં, હતાં. પછી–પછી શું?

એક સંશય ખરાપણાનું સ્વરૂપ પકડવા લાગ્યો. મુંજે માત્ર ક્ષણિક આનંદ માટે ત્હેને વશ કરી હતી. એ પ્રમાણે અનેકને તે કરતો હોવો જોઇએ. તો કારાગ્રહમાંથી છૂટતાં નવયૌવનાભર્યા મોહક સંસારમાં એને જોઇતી રસિક સુંદરીઓ કેમ નહિ સાંપડે? પછી શું?

માન્યખેટ જાય–અવન્તી જાય–પૃથિવી–વલ્લભ જાય; પછી પોતે કયાં? એ સ્થિતિ કલ્પવાની પણ ત્હેનામાં શક્તિ રહી નહિ.

હાથ વચ્ચે માથું રાખી ત્હેણે વિચારમાલા ફેરવ્યા કરી. આ બધાનો સાર એટલોજ નીકળ્યો કે મુંજને માન્યખેટમાં રાખવો. એ નિરાકરણ બધી રીતે ઠીક હતું. પોતે સર્વાધીશ રહેશે, મુંજ પણ હાથમાં રહેશે, અને એન-

દની અવધિ અનુભવવાનું સ્હેલ થઇ પડશે. જેમ જેમ તે વિચાર કરતી ગઇ તેમ આ નિરાકરણ વધારે રૂચીકર લાગ્યું. પોતે પહેલાં પણ એજ વિચાર કર્યો હતો; માત્ર મુંજે એ વિચારને હસી કહાડયો તેથીજ ત્હેણે પડતો મૂકયો હતો.

હવે મુંજને રાખવો કેમ? ત્હેને જઇ મળી આવવું? કયાં સુધી ત્હેણે વિચાર કર્યો—અને પછી તે નિશ્ચય પર આવી.

એક દાસને બોલાવ્યો, અને કુંવર અકલંકચરિતને બોલાવી મંગાવ્યો.

"કુંવર!"

"કેમ બા!"

"બેટા! ત્હારા શૌર્યને દીપાવે એવું એક કામ સોંપવું છે."

"શું?"

"મ્હને એક કાવત્રાંની જાણ પડી છે."

"શા વિષે?"

"મુંજને આજે રાતે છોડવી લઇ જવા વિષે."

"હેં!" કહી કુંવર એક ડગલું પાછળ હડયો: "કોણે કહ્યું?"

"ત્હારા બાપની ને ત્હારી રક્ષા કરતાં મ્હને શાની જાણ નથી પડતી?" મૃણાલે કહ્યું: "આજે રાતે બાર વાગે ત્હેને લઇ જવા માણસો આવવાના છે."

"કયાંથી?"

"સુરંગમાંથી. તે કાવત્રું ફેડવું છે ને મુંજને જતો અટકાવવો છે."

"જેવી આજ્ઞા."

"પણ ત્હને કેમ મ્હેં બોલાવ્યો તે ખબર છે?"

"ના."

"ત્હારા બાપને બોલાવી કહેત પણ તે નિર્મલ બુદ્ધિ છોડી દ્રેશી થયા છે—મુંજને મારવા માંગે છે. રાજાઓનાં શરીર સદાયે અસ્પર્શ્ય ગણવાં ત્હેમાંજ રાજ્યનીતિ છે. તું આ નીતિ જાળવશે માટે ત્હને આ કામ સોંપું છું."

"જેવી આજ્ઞા."

"મુંજનો વાળ પણ વાંકો નહિ થાય—નહિ તો ત્હારી અકલંક કીર્તિ કલંકિત થશે. તું જાણે. જા. સાવધાન રહી કામ કરજે."

"એમ્હાં કહેવું નહિ પડે" કહી આવ્યો હતો તેવોજ સ્વસ્થ, કુંવર પાછો ગયો.

## પ્રકરણ ૨૮ મું.

### મધ્યરાત્રી.

ન્હાસી છુટવાની તકે કે મૃણાલને લઇ જવી છે ત્હેની હોંસે મુંજના મનમાં કાંઇ પણ અસ્વસ્થતા આવી નહિ; અને હમેશની માફક હાથ પર માથું મૂકી તે નીરાંતે અર્ધનિદ્રામાં પડી રહ્યો.

ત્હેણે ધીમેથી આંખ ઉઘાડી. મધ્યરાત્રીના ચોઘડીયાં શરૂ થયાં હોય એમ લાગ્યું.

ચોઘડીયાં બંધ થયાં ને ત્હેના ભોંયરાના બ્હારના બારણા આગળ પગલાંનો ખડખડાટ થયો; અને તે તરફ તે જોઇ રહ્યો. થોડી પલમાં બધું શાંત થઇ ગયું. ત્હેને અચંબો લાગ્યો કે હજુ મૃણાલ કેમ દેખાઇ નહિ.

તરત સુરંગમાંથી ઠોકવાનો અવાજ આવ્યો. કોઇએ પાંચ વખત ઠોકયું; મુંજે ઉભા થઇ બેડીવતી તેટલીજ વાર ઠોકયું. ધીમે રહીને નીચેથી સુરંગનો પત્થર ઉંચકાયો ને ભોજનું માથું બ્હાર આવ્યું.

"કાકા! તૈયાર છો કે?" તેણે ધીમેથી પૂછયું.

"ના. હજુ મૃણાલવતી નથી આવ્યાં—આ શબ્દો બ્હાર નીકળ્યા એટલે ભોંયરાનું બ્હારનું બારણું એકદમ ખુલી ગયું અને પાંચ પંદર જણ મશાલ લઇ ધસી આવ્યા.

મુંજ ફર્યો ને આ માણસો જોઇ ચેતી ગયો.

"જય મહાકાલ" કહી સુરંગ તરફ પૂંઠ કરી તે બોલ્યો; અને પગવડે ભોજને જતા રહેવાનું સૂચવ્યું. ભોજ તરત પત્થર ખેંચી ચાલતો થયો.

પણ જતાં જતાં પત્થર નીચે પડતો દેખાયો ને અકલંકચરિત તે તરફ કુદ્યો. એક નાયક નીચો વળી પત્થર પડતો અટકાવા ગયો. ત્હેની આંગળી વચ્ચે આવી ગઇ, એટલે પત્થર બરોબર ભોંયમાં બેઠો નહિં. પાંચ સાત સૈનિકો તે પત્થર ઉપાડવા મંડયા.

વીશ પચ્ચીશ સૈનિકો મુંજ પર પડયા, અને મહામહેનતે ત્હેને બાંધ્યો.

એટલામાં પત્થર ઉપડયો.

"નાયક! પેલા હરામખોરની પાછળ પડો. ને ઝલાય તો ત્હેને પકડજો કે પૂરો કરજો" કુંવરે કહ્યું.

"પાપી!" ત્હેણે મુંજ તરફ ફરીને કહ્યું "ત્હારી હાથચાલાકી અહિંયા પણ જણાવે છે. જાઓ અને મ્હેં તૈયાર કરાવ્યું છે તે ભોંયરામાં આને લઇ જાઓ. એને જવા

દીધો તો જીવેથી ગયા સ્હમજજો" કહી એક મશાલને આગળ કરી, નાગી તરવાર સહિત અકલંકચરિત સુરંગમાં પેઠો.

સૈનિકોએ પૃથિવી–વલ્લભને મજબૂત રીતે બાંધ્યો અને ત્યાંથી ત્હેને લઇ જઇ બીજા એક ભાંયરામાં લઇ જઇ પૂર્યો.

અડધા ઉંઘતા તૈલપ રાજને કાંઇ અપરિચિત કકલાણુ સંભળાયું. તે પથારીમાં બેઠો થયો, ઉઠ્યો, બારી ઉઘાડી. જે તરફ મુંજને કેદ કરવામાં આવ્યો હતો તે તરફ મશાલનાં અજવાળાં અને સૈનિકોના અવાજ સંભળાયા. ત્હેણે કાન ફફડાવ્યા ને રખે મુંજ હાથમાંથી સટકી જાય એવો ડર લાગતાં તરવાર લઇ હેઠળ ઉતર્યો. ત્યાં આવતાં એને બધી માહિતી મળી અને જે નવા ભાંયરામાં મુંજને પૂર્યો હતો ત્યાં આવી પ્હોંચ્યો.

તે એક તરફથી આવ્યો અને સ્હામુંથી મૃણાલવતી આવતી દેખાઇ. અત્યારે ત્હેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. પાદપ્રક્ષાલન વખતે થયેલું અપમાન, અને મૃણાલે કરેલો મુંજનો બચાવ તે વિસરી ગયો ન્હોતો. અને પોતાની બ્હેનપર પણ ત્હેને અવિશ્વાસ અને દ્વેષ આવ્યાં હતાં. છુપા જાસૂસ મારફતે ત્હેણે એમ પણ જાણ્યું હતું કે મૃણાલ ઘણી વખત મુંજને મળવા જાય છે.

ત્હેને અત્યારે લાગ્યું કે અણજાણી રીતે મૃણાલજ મુંજને ન્હસાડવા પ્રયત્ન કરી રહી હતી--અને તે કારણસરજ તે અહિંયા આવી હતી. તૈલપના ક્રોધનો પાર રહ્યો નહિં–મા સમાણી બ્હેન માટે માન અને સ્નેહ હતાં તે ઓસરી ગયાં.

"તમ્હે કેમ આવ્યાં છો ?" ત્હેણે સખ્તાઇથી પૂછ્યું. આવી અપરિચિત રીતે તૈલપ ત્હેને સંબોધતો જોઇ ત્હેણે પણ ગુસ્સામાં ઉંચું જોયું. પણ ત્હેનું મન ચોર હતું; અને અત્યારે તૈલપને અહિંયા જોઇ ત્હેનાં હાંજાં ગગડી ગયાં.

"મુંજને મળવા" ત્હેણે મહામહેનતે કહ્યું.

"અત્યારે નહિં મળાય. ચાલ્યાં જાવ. કેદીઓને મળવાનો આ સમય નથી."

મૃણાલ [illegible] થઇ. આ અપમાનથી ત્હેની આંખમાં ઝેર આવ્યું.

"શું કહે છે ?" ત્હેણે ગૌરવથી પૂછ્યું.

"જે કહું છું તે બરોબર કહું છું."

મૃણાલે જોયું કે તૈલપ અત્યારે ગુસ્સાથી બેભાન થઇ રહ્યો હતો, અને સૈનિકોની વચ્ચે જીભાજોડી કરવી તેમાં શોભા રહે એમ ન્હોતું.

"ઠીક, મ્હને સ્હવારે મળજે."

"વારૂ" તિરસ્કારથી તૈલપે કહ્યું.

મૃણાલ ત્યાંથી ચાલી ગઇ. ત્હેને પોતાના કર્તવ્યનો પશ્ચાતાપ શરૂ થયો.

તે ગઇ એટલે તૈલપ બારણું ઉઘડાવી, મશાલચીને લઇ અંદર ગયો. હાથ પગ બાંધેલો મુંજ ભાંયપર પડ્યો હતો.

"કેમ મુંજ ! કેમ છે ?" તિરસ્કારથી, ગુસ્સામાં તૈલપે પૂછ્યું.

"આનંદમાં" હસીને મુંજે જવાબ દીધો.

"અવન્તી ન્હાસી જવું હતું કેમ ?"

"તેમાં ત્હારી રજાની જરૂર ન્હોતી."

"ત્યારે કેમ રહી ગયો ?"

"મ્હને કોઇએ રાખ્યો નથી–મ્હારે હાથેજ રહ્યો. મ્હેં એવો રસ્તો લીધો કે હું રહી ગયો."

તૈલપ સ્હમજ્યો નહિ. "ઠીક પાપી! હવે ત્હારે ઘડો ભરાઇ રહ્યો. હવે ત્હને હંશીને પગે કરાવું છું. જોઇ લે."

મુંજ તિરસ્કારભર્યું હસ્યો "એ ધમકી તો સાંભળી સાંભળી મ્હને કંટાળો આવ્યો."

તૈલપને લાગ્યું કે ઉભેલા સૈનિકોના દેખતાં પોતે માનભંગ થતો હતો, એટલે ત્હેણે ટુંકું પતાવ્યું.

"હવે બહુ કંટાળો નહિં આવે. સૈનિકો આ પાપીને બરોબર સાચવજો, નહિં તો જીવતાં ખાળ ઉતરાવીશ" કહી તે પાછો ફર્યો.

"મુંજનો મશ્કરી કરતો અવાજ આવ્યો વધ ભલે કરાવજે. પણ મ્હારા શિરને શોભે એવો કરાવજે."

## પ્રકરણ ૨૯ મું.

### કાવત્રાંબાજોની ખોળ.

ગુન્હેગારને દંડ કરવા તલસી રહેલો કુંવર સુરંગમાં ઝનૂનભર્યો દોડ્યો. ત્હેની [illegible] વિનાશ કરવાની લાલસાથી ધ્રુજી રહી હતી.

થોડી વારે પવન વાયો, મશાળની જ્વાલા નાચી ઉઠી, અને સુરંગનું બારણું આવ્યું. સુરંગનું મુખ મહાસામન્તની વાડીમાં પડતું હતું, અને તેમાંથી બ્હાર પડતાં કોઇ [illegible] સ્હડ્યું નહિ.

કુંવરે જોયું કે ત્હેની પાસે મશાલચી હતો, એટલે પોતે અંધારામાં તરત દેખાતો હતો; અને ત્હેની આસપાસ પ્રસરેલા ઉજાસથી; ત્હેની આંખ અંધઃકારમાં બરાબર જોઇ શકતી ન્હોતી. ત્હેણે મશાલચીને મશાલ ઓલાવી નાંખવાનું કહ્યું.

એટલામાં સુરંગમાં થઇ હેની પાછળ આઠ દશ સૈનિકો આવી લાગ્યા; અને તેમ્હને જુદી જુદી દિશામાં હેણે ખોળ કરવા મોકલ્યા. તે પોતે મહાસામન્તના મહેલ તરફ ગયો.

ઓટલા પર લક્ષ્મીદેવી ઉભી હતી. કુંવર ત્યાં ઉભો રહ્યો.

"દેવી! અહિંયાથી કોઇને ન્હાસતા જોયા?"

"કોણ કુંવર!" ન સ્હમજાય એવા તિરસ્કારથી લક્ષ્મીદેવીએ કહ્યું "તમ્હે ક્યાંથી અહિંયા?"

"કોઇને જતાં જોયો? અહિંયાથી હરામખોરો હમણા ગયા."

"આ તમ્હારી જોડે પેલી તરફ હતા તે?" લક્ષ્મીદેવીએ નિર્દોષતાથી સવાલ કર્યો.

"ના. બીજા."

"મહારાજ! મહારાજ! આ કોઈ ચ હ્યું" એક સૈનિકે ચીશ પાડી.

અકલંકચરિત કૂદ્યો. દૂરથી અંધકારમાં કોઇને મહાદેવના મંદિર તરફ દોડતો જોયો: દોડનારના ખભાપર કાંઇ હોય તેવું લાગતું હતું.

તે મંદિર તરફ દોડયો; પેલો દેખાતો ઓળો અદૃષ્ટ થયો. કુંવરે ફલંગો મારી દોડવા માંડ્યું.

કોઇ એના પગ નીચે છુંદાયો—છુંદાનારે ચીશ પાડી. અકલંકચરિત અટકયો ને નીચો વળ્યો. હેને સાદ પરિચિત લાગ્યો.

"કોણ નરસિંહ!" હેણે ચમકીને પૂછ્યું.

ભાંયપર પડી રહેલા સૈનિકે ડચકીયાં ખાતે અવાજે કહ્યું. "હા. મહારાજ! ગયો—વિલાસબાને લઇને પેસી મંદિરમાં—ઓ—મ્હને—માર્યો—ઓ"—

કુંવર મરતા સૈનિકની છેલ્લી વાચા સાંભળવા ઉભો નહિ રહ્યો. સૈનિકના થોડા શબ્દે હેને ઘણી સ્હમજ પાડી હતી. વિલાસને લઇ જનાર રસનિધિ હોવો જોઇએ ને મુંજને છોડવવાનું કાવત્રું પણ હેણેજ કરેલું હોવું જોઇએ. હેને એમ પણ ખબર હતી કે મહાદેવના મંદિરમાં થઇ ગામબ્હાર જવાનો છૂપો રસ્તો છે; અને ત વાટેજ રસનિધિ ન્હાસવા જતો હતો એમ હેને ખાત્રી થઇ.

અકલંકને પગમાં ને હાથમાં હજાર ગણું જોર આવ્યું. એ પલમાં તે મંદિરે પ્હોંચ્યો. ત્યાં ચારે તરફ નજર ફેંકી પણ ત્યાં કોઇ હતું નહિ. અહિંયાથી જવાની સુરંગનું મુખ કયાં હતું હેની હેને ચોક્કસ ખબર ન્હોતી; પણ ધ્યાનપૂર્વક જોતાં હેને પોઠીયો વાંકો થયલો લાગ્યો. હેણે જોરથી પોઠીયાને હઠાવ્યો. પોઠીયો કોઇએ માત્ર એમનો એમજ મૂકી છોડયો હતો. તે ખસતાં, સુરંગનું મ્હોં હાથ લાગ્યું. ત્યાંથી ભાંયમાં જવાનો પત્થરના પગથીયાંનો રસ્તો હતો.

લાંબો વિચાર કર્યા વિના તે દોડતો દોડતો સુરંગમાં પેઠો. હેને રસનિધિ તરફ અણગમો તો હતોજ; તેમ્હાં હેણે રાજદ્રોહનો ગુનોહ કર્યો હતો; વળી હેની સ્ત્રીને ઉપાડી જતો હતો. તૈલપની ક્રૂરતા ને મૃણાલની સખ્તાઇ એ બન્ને લક્ષણો વાળું લોહી અને શુષ્ક નિયમોએ આપેલી કેળવણી, એ એના મિશ્રણથી બનેલો હેનો ભયંકર સ્વભાવ અત્યારે બીજું કાંઇ જુવે એમ ન્હોતું. એને તો રસનિધિના લોહીમાં પોતાનું ખડ્ગ રગદોળવું હતું.

અંધારામાં અથડાતો, કુટાતો, ઠોકર ખાતો તે ઝપાટાભેર આગળ વધ્યો. ચારેગમના જીવલેણ અંધઃકારમાં માત્ર પગના કે હાથના ટેકાથી માર્ગ મળતો હતો.

થોડે દૂર જતાં હેને કાને અવાજ સંભળાયો—કોઇ આગળ ધીમે ધીમે અથડાતું આગળ વધતું હતું. હેના હર્ષનો પાર રહ્યો નહિં. તે જોસભેર આગળ વધ્યો.

એકદમ હેનું શરીર ભીંત સાથે અથડાયું. રસ્તો સાંકડો થઇ ગયો. માત્ર એકજ માણસ સીધું સીધું જઇ શકે એટલો સાંકડો રસ્તો થઇ ગયો. આડું કે પાછું ફરવું પણ મુશ્કેલ થઇ પડયું; પણ આગળ જતા માણસની મુશ્કેલી વધારે હોય એમ જણાયું. કુંવર નાગી તરવાર સીધી રાખી આગળ વધ્યો.

આ સાંકડા રસ્તામાં રસનિધિનું કામ કઠણ થઇ પડયું. વિલાસ બેભાન થઇ ગઇ હતી; અને આ રસ્તામાં હેને ખાંધે પણ લેવાય એમ ન્હોતું. છતાં હેને પલમાં ઉંચકી, પલમાં ઘસડી, પલમાં બેભાન છતાં આગળ ધકેલી તે મહા મુશ્કેલીએ આગળ વધતો હતો. થોડીવારે તે આગળ વધતો અટકયો. પાછળ આવતાં પગલાં ઘણા પાસે આવી લાગ્યાં, અને આમ ને આમ ચાલતાં પાછળવાળો હેને સ્હેલાઇથી વિંધિ નાખે એમ હતું.

હેણે બેભાન વિલાસને જમીન પર ટેકવી, ભાંયપર બેસાડી અને પાછો ફરી હાથમાં તરવાર દૃઢ કરી પૂછ્યું: "કોણ છે?"

કુંવર ઘણો પાસે આવી લાગ્યો હતો. તે આ સવાલ સાંભળી ચમકયો, પણ બીજે પલે સાવધ થયો "ત્હારો કાલ" કહી તે આગળ આવ્યો.

"તો હું આ રહ્યો." કહી રસનિધિ આગળ વધ્યો.

એક પલમાં બે તરવારો અથડાઇ, તેમાંથી તનખા ખર્યા; પણ ઉગામવા જતાં બન્નેની તરવારો ભીંત સાથે અથડાઇ ને હેના કકડા થઇ ગયા.

બન્ને કુશલ યોદ્ધા હતા. બન્નેએ તરવાર જવા દીધી ને એક એકપર તૂટી પડયા.

આ કુસ્તી જીવલેણ હતી. એક માણસ જયાં માંડ માંડ સીધો ચાલી શકે ત્યાં આ બે જણ તાંડવ નૃત્ય ખેલવા બેઠા. ભીતમાં માથાં અથડાતાં, કોણી ને ઘુંટણ છોલાતા, હાડકાં પત્થરમાં ટીચાતાં; છતાં, આ બે કટ્ટાવેરી, આ ભયંકર અંધઃકારમાં કારમુ લાગે એવું જીવલેણ યુદ્ધ મચાવી રહ્યા.

બન્નેએ એક એકના પ્રાણ લેવાનું નક્કી કર્યું હતું-બન્નેને ખાત્રી હતી કે વિજય શિવાય આ યુદ્ધમાંથી આ દુનિયામાં રહેવાનો બીજો રસ્તો ન્હોતો.

રસનિધિના ગાત્ર ન્હાનાં હતાં-અકલંક લાંબો પ્હોળો હતો. પણ રસનિધિની રમત ખરા ખેલાડીની હતી; અને જો કે પ્હેલાં તો કુંવરના ઝનૂની હુમલા આગળ તે પાછો હટયો, પણ ધીમે ધીમે હેની કલા હેની મદદે આવી. બન્ને કયાં સુધી ઝુઝયા-પણ કોઇએ નમતું આપ્યું નહિં. પણ કુંવરનો શ્વાસ ઘેરાતો હતો, અને ચાલાક રસનિધિ વાટ જોઇ માત્ર બચાવજ કરી રહ્યો હતો.

અકલંક સ્હમજ્યો. શ્વાસ ખૂટે તે પહેલાં દુશ્મનને રામશરણ કરવા હેણે ફાંફાં માર્યાં; પણ કાંઇ વળ્યું નહિં. આલવી યોદ્ધો ખેલાડી હતો; થોડી વારમાં હેણે કુંવરને ખૂણામાં ચગદ્યો-ને બીજી પલે હેના પર ચ્હડી બેઠો.

રસનિધિએ શ્વાસ ખાધો ને પછી બોલ્યો: "બોલ! પાપી! કોનો કાલ આવ્યો?"

કુંવર બોલ્યો નહિં; મરવા કરતાં આ હાર હેને વધારે સાલતી હતી.

"એવું થાય છે કે હમણાં સાત પેઢીનું વેર લઉં."

"લે. " હું ... કે મરું હેની મ્હને પરવા નથી."

"હને આમ મારવામાં તો મ્હારી કીર્તિ ઝાંખે. લોકો કહેશે કે તું કોણ જાણે કેમ મૂઓ."

"પૂરો કર" તિરસ્કારથી અકલંકે કહ્યું "આ રહ્યું મ્હારું ગળું. દાબી દે. ત્હારા જેવા બાયલાને એજ શોભે."

"અકલંક! હજુ અવન્તીના પરમારને બાયલો કેહવનાર પૃથ્વિમાં પાકયો નથી. ત્હારૂં ગુમાન જવા દે. જો તું માન્યખેટનો યુવરાજ છે, તો હું અવન્તીનો છું."

"કોણ ભોજ!"

"હા, ત્હને મારીશ તો ભર યુદ્ધમાં-આમ અંધારામાં ટુંપો દઇ નહીં. જા, તેથી જવા દઉં છું. પણ એક શરતે."

"શી?"

"કાંઇ પણ ગરબડ કર્યા વિના અહિંયાથી પાછો આવ્યો તે રસ્તે ચાલ્યો જા."

"એ શરતની શી જરૂર છે. બીજો રસ્તો કયાં છે? બ્હારને રસ્તે તો ત્હારા સાથીઓ હશે."

"પણ પાછળ પડે તો?"

કુંવર એક પલ મૂંગો રહ્યો. હેને લાગ્યું કે ફરી આવું યુદ્ધ કરવું અર્થ વગરનું હતું.

"નહિ પડું?"

"વચન."

"હા. વચન."

"ઠીક" કહી ભોજ ઉઠયો.

લથડીયાં ખાતો, ધૂળ ખંખેરતો અકલંક-ચરિત ઉઠયો.

"ચાલવા માંડ"

"આ ચાલ્યો" કહી જાણે અકલંક નીચો વળ્યો હોય એમ લાગ્યું.

ભોજ હસ્યો: "જીત્યો હેની યાદગીરીમાં તરવારના કકડા લઇ જાય છે શું?"

કુંવરે જવાબ ન આપ્યો. થો[ડાં] ડગલાં આગળ જતાં તે પડી ગયો એમ લાગ્યું. થોડીવાર તે પડી રહ્યો.

ભોજને શંકા થઇ. "કેમ ઉઠાયું, કે મદદે આવું?"

અકલંકે જવાબ નહિં દીધો. થોડી વારે તે ઉઠયો ને દોડતો દોડતો જતો રહ્યો.

હેના દોડવાનાં પગલાં દૂર ગયાં એટલે ભોજે નીચા વળી વિલાસને શોધવા માંડી. હેને લાગ્યું કે લડતાં લડતાં તે અને કુંવર વિલાસને સુવાડી હતી તે જગ્યાની આગળ વધી ગયા હતા. હેણે પાછા ફરી હાથવતી હેની શોધ કરવા માંડી. યુદ્ધના થાકથી હેનું માથું ફરતું હતું ને તેથી આ શોધ જરા કઠણ થઇ પડી. થોડીવારે હેને વિલાસના પગ હાથ લાગ્યા. હેણે તરત હેને કમ્મરમાંથી પકડી, બે હાથે ઉંચકી ઝપાટાબંધ ચાલવા માંડયું.

"વિલાસ! વ્હાલી! એ રાક્ષસના પં[જા]માંથી છુટી ખરી."

## પ્રકરણ ૩૦ મું.

### વિલાસ કેમ છુટી.

ભોજ પચ્ચીશ ડગલાં ચાલ્યો, અને હેનું માથું ફરતું અટક્યું ને હેને ભાન આવ્યુ.

તે ચમક્યો. વિલાસ હેને હલકી લાગી. હેણે હોડ કરડી સ્વાસ્થ્ય મેળવવા પ્રયત્ન કર્યો.

હેને ધ્રાસ્કો પડ્યો. હેનો જમણો હાથ વિલાસને પીઠના ભાગ નીચે હતો. હેમાં પાણી આવતું લાગ્યું. પાણી–લોહી—આટલું બધું! ભોજનું હૃદય થંભી ગયું–હેના પગ ધ્રુજવા માંડ્યા–તે ઉભો રહી ગયો.

હેણે મહા મુશ્કેલીએ વિલાસને સીધી કરી. ક્યાંથી લોહી આવે છે તે જોવા હાથ કર્યો ને કારમી ચીશ પાડી સુરંગ ગજવી.

વિલાસના ખભાની ઉપરનો ભાગ શરીર પર હતોજ નહિ.

ભોજનો હાથ રૂધિરમાં તરબોળ થઈ રહ્યો, જ્યાં વિલાસનું ડોકું હોવું જોઈએ ત્યાંથી ધગધગતું લોહી બ્હાર વ્હેતું હતું.

ભોજને ભાન આવ્યું–હાથમાં માત્ર વિલાસનું ધડજ હતું.

હેના રોમેરોમ કાંપી ઉઠ્યાં. હેના હાથમાંથી ધડ ભોંય પર પડી ગયું.

એ દિગ્મૂઢ જ્હેવો ઉભો રહ્યો. પછી હૃદયમાં અનિશ્ચય શોક પ્રસર્યો. હેણે લોહિયાળ હાથ માથે દઇ પોક મૂકી.

એકદમ સ્હામુથી દોડતા આવતાં પગલાં સંભળાયાં ને મશાળનો ઉજાસ આવ્યો. થોડી વારે રહસ્ય. મશાલ લઇ ધનંજય આવતો દેખાયો. હેની પાછળ થોડા કવિઓ હતા. ભોજને આવતાં વાર થઇ એટલે તે શોધ કરવા આવતા હતા "મહારાજ! મહારાજ!"

ધનંજય પાસે આવ્યો, પોક સાંભળી અટક્યો, થોડો આગળ આવ્યો ને ચીશ પાડી ઉઠ્યો "ઓ મ્હારા બાપરે," હેના હાથમાંથી મશાલ પડી ગઇ.

હેની નજર આગળ લોહીથી ખરડાયેલું કોઇ ઉભું હતું–ભોંયપર એક શબમાંથી લોહીની ધારા વ્હેતી હતી.

ધનંજય હિંમતવાન હતો–જ્યાં માનુષિ હિંમતનું કામ હોય ત્યાં. અત્યારે હેને લાગ્યું કે સાક્ષાત ભૈરવ હેની સમક્ષ ઉભો હતો.

ભોજે હેને ઓળખ્યો "ધનંજય! ધનંજય! ભાઇ!"

ધનંજયને ભાન ને હિંમત આવ્યાં. એટલે હેણે મશાલ ઉંચકી.

"કોણ યુવરાજ! શું કહો છો?"

"ધનંજય, આ જોયું?" કેમે કરી ભોજે કહ્યું. અને વિલાસના ધડ તરફ આંગળી કરી.

"શું છે."

"વિલાસનું ધડ!"

"પણ મહારાજ ક્યાં?"

"મહારાજ કારાગૃહમાં. જ્હેવો હું ભોંયરામાં ગયો કે અકલંકચરીત અને હેના માણસો બારણું ઉઘાડી તૂટી પડ્યા. મહારાજ પકડાઇ ગયા. હું પત્થર દઇ નાઠો. અકલંક મ્હારી પૂઠે પડ્યો." તે શ્વાસ ખાવા થોભ્યો

"પછી?"

"હું ઝપાટાબંધ લક્ષ્મીદેવી પાસેથી વિલાસને લઇ નાઠો. તે બેભાન થઇ ગઇ હતી. હેને ઉંચકી હું મંદિરની સુરંગમાં પેઠો."...

"મ્હારી પાછળ અકલંક આવ્યો–આ ભોયરામાં દ્વંદ્વ યુદ્ધ થયું. હું જીત્યો. મ્હેં એને છોડી દીધો. એણે દગો નહિ રમવાનું વચન આપ્યું. પાપી ગયો, પણ જતાં જતાં મ્હારી વિલાસનું ડોકું કાપી લઇ ગયો."

"હેં" ધનંજય ને હેની પાછળના કવિઓ ચકિત થઇ ગયા.

"મ્હને હવે સ્હમજ પડી. એ કમજાત અથડાઇ પડ્યો. તે જ વખતે હેણે આ કર્યું. ચાલો જોઇએ." કહી હેણે મશાલ લીધી ને તે પાછલ ફર્યો.

તેઓ થોડે ચાલ્યા એટલે હેના યુદ્ધનું સ્થાન મળ્યું. પણ ત્યાં બે તરવારમાંથી એકજ તરવારની મુઠનો ભાગ ને બે તરવારના અગ્ર ભાગ પડયાં હતાં. એક ખૂણે જ્યાં વિલાસને સુવાડી હતી ત્યાં લોહીનું ખાબોચીયું હતું.

મૂગે મ્હોડે બધા પાછા ફર્યા, વિલાસનું ધડ ઉંચક્યું અને થોડી વારે સુરંગની બ્હાર આવ્યા.

ત્યાં બધા ઘોડા પર બેઠા અને ઝપાટાબંધ મુસાફરી કરતા ગોદાવરી સમીપ આવી લાગ્યા.

ત્યાં ચિતા ખડકી વિલાસના ધડને ભોજે અગ્નિદાહ આપ્યો. ભોજને રોમે રોમ આગ વ્યાપી રહ્યો. જ્હેવી અગ્નિની આંચ વિલાસના ધડને લાગી કે તે મનમાં બોલ્યો. "આનાં લોહીનાં ટીપાંએ ટીપાંનો હિસાબ લઇશ. યાદ રાખજે."

બીજી પલે હેને વિલાસ યાદ આવી. તે નિર્દોષ કાવ્યરસિકાનું મ્લાન પણ મનોહર વદન નજર આગળ ખડું થયું. હેનું હૈયું ભરાઇ આવ્યું ને તે ધ્રુસ્કાં ખાઇ રડવા લાગ્યો.

"યુવરાજ! પણ હવે શું?" ધનંજયે પૂછ્યું.

"હવે શું? અવન્તીનો રસ્તો."

"પણ મહારાજનું શું?"

ગમગીનીમાં ભોજે ડોકું ધુણાવ્યું "કાંઇ નહિં. રૂદ્રાદીત્યનું વચન હતું તે સત્ય થયું. મુંજ ગોદાવરી એકવાર ઓલંગશે, બીજીવાર નહિં. એ તો હવે માન્યખેટમાંજ મરવાના."

"આપણે કાંઇ ખબર તો કહાડવી જોઇએ. એક કામ કરીયે. ગોદાવરી ઓલંગી છૂપે વેશે બેચાર દિવસ રહી, ભાળ કહાડીયે."

"હા. મ્હને વાંધો નથી. પણ હવે મહારાજને છોડવા શકાય એમ લાગતું નથી."

* * *

વિલાસની રાખ ગોદાવરીમાં વિસર્જન કરી તેઓ ગોદાવરી ઓલંગ્યા, અને પાસે ગામ હતું તે તરફ ગયા.

આ ગામ જુદા જુદા રસ્તાના મથકપર હતું. ત્યાં ઉતરી તેઓએ થાક ખાધો, ન ખાધો ને ગોદાવરીને પેલે તીરે બસેં ત્રણસેં માણસની એક ટુકડી આવી લાગી.

ભોજ ને હેના માલવી યોદ્ધાઓએ આ ટુકડી જોઇ ને તેમ્હનાં હાંજાં ગગડી ગયાં. તેમ્હને લાગ્યું કે તૈલપે આ માણસો તેમ્હને પકડવાને મોકલ્યાં હતાં. પણ જેવા તે નદીને તીરે આવી લાગ્યા એટલે ધનંજયે આગળ આવતો યોદ્ધો ઓળખ્યો. "મહાસામન્ત!"—

"લક્ષ્મીદેવી!" ભોજે કહ્યું.

બધા માલવીઓ જોઇ રહ્યા. સ્હામે આવતા માણસોની આગળ બે ઘોડાપર મહાસામન્ત ને લક્ષ્મીદેવી હતાં.

પણ બધાનો દેખાવ વિકરાળ હતો. મહાસામન્તના એક હાથમાં પરશુ હતી અને બીજામાં એક મહાન ખડ્ગ હતું. હેના મ્હોંડા પર લોહીયાળ ઘા હતા; હેનો ઘોડો પણ લોહીલુવાણ હતો.

લક્ષ્મીદેવીનું સ્વરૂપ ચંડિકાસમું ભયાનક હતું. હેના એક હાથમાં રક્તથી લાલ બનેલી તરવાર હતી—હેના શરીર પર ધુળ અને લોહીના ઓઘરાળા હતા. હેના જીન સાથે એક ડોકું બાંધેલું હતું. જેવો આ બેનો દેખાવ હતો તેવોજ હેના સૈનિકોનો હતો. દરેકના હાથમાં નાગાં શસ્ત્ર હતા, દરેકનું દીલ લોહીથી ખરડાયેલું હતું, દરેકની મુખમુદ્રા ભયાનક હતી.

"ધનંજય! આ આપણને પકડવા નથી આવતા, પણ યુદ્ધમાંથી આવતા લાગે છે" ભોજે કહ્યું.

એટલામાં મહાસામન્તે "જયસ્યૂનેશ્વર" કહી ને ઘોડાને એડ મારી નદીમાં ઝંપલાવ્યું. હેની પાછળ લક્ષ્મીદેવી ને હેના બધા અનુચરોએ પણ તેજ પ્રમાણે કર્યું.

આ તરફ ભોજ ને હેના સ્વારો ઘોડાપર ચ્હડી ન્હાસી જવું કે નહિં. હેની સ્હમજ ન પડવાથી જોઇ રહ્યા; અને જેવો મહાસામન્ત નદીને આ પાર આવ્યો કે હેણે ભોજને ઓલખ્યો.

"રસાનિધિ!"

"મહાસામન્ત! તમ્હે કયાંથી?" કહી હેણે પોતાનો ઘોડો મહાસામન્તના ઘોડાની પાસે લીધો.

"હું સ્યૂન દેશ જાઉં છું."

એટલામાં લક્ષ્મીદેવીનો ઘોડો નદી તરી ત્યાં આવી લાગ્યો.

"ભોજરાજ! હવે એ મહાસામન્ત નથી. સ્યૂન દેશના મહારાજાધિરાજ ભીલ્લમરાજ છે."

લક્ષ્માદેવીની આંખો લાલ ને ફાટેલી હતી, હેના હોઠ દબાયેલા હતા, હેને અંગેઅંગ ઝનૂન ને ક્રોધ વ્યાપેલાં હતાં. રસનિધિ આ ભયંકર મૂર્તિ જોઇ રહ્યો—અને જોતાં, હેની નજર લક્ષ્મીદેવીના જીનપર લટકાવેલા શિર પર ગઈ.

વિકરાળ, લક્ષ્મીદેવીએ ભયંકર રીતે હસીને ચોટલા વડે તે શિર ઉંચુ કર્યું.

"ને આ સ્યૂનાધિપનો વિજયધ્વજ" લક્ષ્મીદેવી ખડખડ—કોઇ શ્મશાનનું કારમું ભૂત હસે—તેમ હસી પડી.

ભોજે એ મુખ જોયું—ઓલખ્યું. એ મુખ પર વિલાસના મુખમુદ્રાની છાપ હતી.

હેને કમકમાં આવ્યાં, આંખે અંધારા આવ્યાં. અને બેભાન થઇ તે ઘોડા પરથી ધરણીએ ઢળ્યો.

## પ્રકરણ ૩૧ મું.

### લક્ષ્મીદેવીએ કેમ તેલંગણ છોડ્યું.

અકલંકચરિતના ગર્વિષ્ટ સ્વભાવને કારી ઘા લાગ્યો. હાર ખાધાથી તે અત્યારે નિરાધાર થઇ રહ્યો હતો; છતાં, ત્હેના હૃદયમાં હળાહળ ઝેર વાપ્યું.

એટલામાં ત્હેણે ઠોકર ખાધી. અને પડતાં, ભાંગેલી તરવારનું એક અડધીયું હાથ લાગ્યું. તે લઇ તે આગળ ચાલ્યો. બે ડગલાં આગળ ચાલતાં ત્હેણે ફરી ઠોકર ખાધી–અને બેભાન વિલાસના શરીર પર પડ્યો.

હાર ખાધી એ સહ્ય માનભંગ હતો–પણ ભોજ વિલાસને લઇ જાય એ માનભંગ અસહ્ય હતો. વેર વાળવા ઉત્સુક બનેલા ત્હેના મગજમાં એક ઘાતકી વિચાર આવ્યો. વિચાર આવતાં ત્હેણે ત્હેને અમલમાં મૂકયો. તરવારના અડધીયાંવતી વિલાસનું ડોકું કાપી, ત્હેણે હાથમાં લીધું.

આ ઘોર કર્મ કરીને તે આગળ વધ્યો. ત્હેના હૈયાનો ભાર ઓછો થયો; એક ઘાથી પાપી ભોજ અને નિમકહરામ વિલાસ, બન્નેને તે શિક્ષા કરી શકયો.

થોડું આગળ જતાં, મશાળ લઇ ત્હેને શોધવા નીકળેલા સૈનિકો મળ્યા. વિલાસનું શીશ હાથમાં લઇ લોહીલીના કુંવરને આવતો જોઇ તેઓ ચમકીને ઉભા રહ્યા. તેમ્હના સંનિત હૃદયો પણ કાંપી ઉઠયાં.

"પાછા ચાલો" કુંવરે કહ્યું.

આ હુકમને માન આપી સૈનિકો પાછા ફર્યા અને ધીમે ધીમે મંદિરમાં પાછા આવ્યા. ત્યાં તૈલપ ને ભીલ્લમ થોડા યોદ્ધાઓ સહિત વાટ જોઇ ઉભા હતા. કુંવરને લોહીથી ખરડાયેલો, અને હાથમાં લોહીથી ટપકતું માથું લઇ આવતો જોઇ બધા ગભરાઇ પાછા હઠયા.

"આ શું ?" તૈલપે ભવાં ચઢાવી પૂછ્યું.

"આ—" કહી અકલંકે માથું ઉચું ધર્યું "જે પાપિણી મ્હને છોડી ભોજ સાથે ન્હાસી જતી હતી ત્હેનું માથું."

"વિલાસ—" ડોળા ફાડી ભીલ્લમે કહ્યું.

"હા–! તેલંગણની ભાવી સામ્રાજ્ઞી" કઠણ હૈયાના કુંવરે ક્રૂરતાપૂર્ણ હાસ્યથી કહ્યું "એના કાકાને ન્હસાડવામાં ભોજ ન ફાવ્યો તો એને લઇ ન્હાસી જતો હતો. મ્હેં તેને પકડવા પ્રયત્ન કર્યો–પણ ઉલટો એણે મ્હને પકડયો, મ્હને હરાવી છૂટો મૂકયો. હું પાછો આવતા આનું માથું કાપી લાવ્યો."

"કોનું માથું ?" મૃણાલવતિનો અવાજ આવ્યો. તે જક્કલાદેવી અને લક્ષ્મી, થોડા સૈનિકો સહિત અહિયાં દોડી આવ્યાં હતાં.

"વિલાસનું ?" કહી મશાળના અજવાળામાં ત્હેણે તે ઉચું ધર્યું. વિલાસનું મુખ ભયાનક નિશ્ચલતાથી બધા સ્હામું જોઇ રહ્યું.

એક પલ ભયાનક શાન્તી પ્રસરી રહી.

સ્થૂનરાજ હોઠ પર હોઠ દાબી, અંધકારભર્યા હૃદયથી મૂંઢ જેવો, ડોળા ફાડી જોઇ રહ્યો હતો. ત્હેની વિચારશક્તિ બ્હેર મારી ગઈ હતી.

મશાળોના ઉજાસના વર્તુળમાં કોઇ કુદ્યું. અને ત્હેણે અકલંકના હાથમાંથી વિલાસનું માથું ઝુટવી લીધું.

"મ્હારી વિલાસનું માથું"–લક્ષ્મીદેવીએ ગર્જના કરી.

ત્હેણે માથું ઉચું કર્યું; ધીમેથી વિલાસનું નિર્દોષ મુખ, સુકોમલ મુખરેખા, સુંદર નયનોની નિર્જીવ નિશ્ચલતા જોયાં. બધા ત્હેને જોઇ રહ્યાં–વચ્ચે બોલવાની કોઈની હિંમત ચાલી નહિ.

લક્ષ્મીદેવીની મૂર્તિ અત્યારે મહિષાસુર મર્દિની જેવી થઇ રહી હતી. ત્હેની ફાટેલી આંખોમાંથી અગ્નિ વર્ષતો હતો; ત્હેના મુખપર વિશ્વસંહારક કોપનો દુઃસહ પ્રતાપ દેખાતો હતો. શબસમાન શ્વેત થઇ રહેલી તે, માત્ર શરીરમાંથી પ્રગટી રહેલા ક્રોધની જ્વાલાથીજ બધાને બાળતી હતી.

"મ્હારી દીકરીને ત્હેં મારી ?" ત્હેણે એકદમ કુંવરને પૂછ્યું.

કુંવર એકદમ જવાબ ન દઇ શકયો.

"ચાલો હવે–" તૈલપરાજ આવતું તોફાન શમાવવા બોલવા ગયો.

લક્ષ્મીદેવી વચ્ચે બોલી ઉઠી: "ભીલ્લમરાજ ! જોયું ? અકલંકચરિતના પગની રજ માથે મૂકો કે તમ્હારી એકની એક દીકરીની આ દશા કરી !" તે ડોળા ફાડી પોતાના પતિ સ્હામું જોઇ રહી. તે બીચારો યોદ્ધો દિંગ્મૂઢ બની જોયા કરતો હતો. તે જોસ્સાબેર ત્હેના તરફ ફરી "ધિક્કાર છે તમ્હારા જેવા બાયલાને ! તમ્હારા હાથ કયાં બળી ગયા છે? તમ્હારાં આયુધો કયાં વેચી આવ્યા ? આ પિશાચે આ એકની એક દીકરીનું શિર છેદ્યું–ને તમ્હારામાં એનું શિર છેદવાની શક્તિ નથી? શું જુવો

છો? જાૂવો છો શું?" ત્હેના અવાજમાં, અનિર્વાચ્ય તિરસ્કાર, અને ક્રોધ સમાયાં હતાં.

ભીલ્લમના કપાળપર કરચલી વળી. પણ તે કાંઇ બોલી કે ચાલી શકયો નહિ, માત્ર લક્ષ્મીદેવીના મુખ સ્હામું જોઇ રહ્યો.

"લક્ષ્મી! આ શું બકે છે?" મૃણાલવતીએ પોતાની હંમેશની ટેવથી સત્તાવાહી અવાજે કહ્યું. "જરા ભાન રાખ."

"ભાન! ભાન!" લક્ષ્મીદેવીની ઝનૂનથી મૃણાલ પણ અંજાઇ ગઇ. "મ્હારી દીકરીએ શું ગુન્હો કર્યો હતો? અત્યારે મુંજની જોડે બાળવા તો તમ્હે ન્હાસી જવાનાં હતાં? તમ્હારૂં ડોકું ધડપર છે કારણ કે તમ્હે તૈલપરાજનાં બ્હેન–ને આનું ડોકું ધડપર નથી કારણ કે સ્થૂનદેશના કંગાલ ને કાયર રાજાની છોકરી કેમ?"

વિજળી પડી હોય તેમ બધા ચમકયા ને એકમેકના મ્હોં સ્હામું જોઇ રહ્યા. તૈલપ સૌથી પહેલાં સ્વસ્થ થયો. એને લાગ્યું કે સૈનિકો દેખતાં આ ફજેતો થાય તે ઠીક નહિં. ત્હેણે ભીલ્લમને કહ્યું: "મહાસામન્ત! લક્ષ્મીદેવીને લઇ જાઓ."

"કયાં?" એક ડગલું આગળ આવી, ગાંડી થઇ ગઇ હોય તેવી લક્ષ્મીદેવીએ તૈલપની સ્હામું ડોળા ફાડી બરાડા માર્યો "ભીલ્લમરાજ લઇ જાવો–મ્હને–હા મ્હારે સ્થૂનદેશ, હવે આ ભૂમિનું અન્નજલ ઝેર સમાન છે. પણ તમ્હે શું કરશો? તમ્હે તો દાસ છો, હાથે ચુડીઓ પહેરી છે, હિજડાઓની હારમાં બેઠા છો. તમે શું લઇ જવાના હતા? હું જઇશ. હું ચાલૂકય મહારાજાઓની કુંવરી છું. હજાર વિરાંગનાઓનું ઝનૂની લોહી મ્હારી રગમાં છે. હું એકલી બસ છું–મ્હારી દીકરી મારી, મ્હારો દેશ ડુબાવ્યો ત્હેનું લોહી પીવા," તે અકલંક તરફ ફરી "નરપિશાચો ચંડાળ! ને ત્હારૂં લોહી પીઉં ત્યારેજ હું ખરી."

ભીલ્લમની આંખમાં ભયંકર તેજ આવ્યું, બન સાથે બોલવાની શક્તિ પણ આવી "દેવી! "હમણાં તો ચાલો"

"હા. ચાલો સ્થૂનદેશ આ પાપભુમિમાં પળવાર રહેવું નથી" સત્તાથી લક્ષ્મીએ કહ્યું.

"ભીલ્લમ!" જરા આગળ આવી તૈલપે કહ્યું. "આને લઇ જાય છે કે નહિ?"

"ખબરદાર!" ધીમેથી ભીલ્લમ આગળ આવ્યો ને લક્ષ્મીદેવી અને તૈલપ વચ્ચે ઉભા રહી ત્હેણે કહ્યું. ત્હેનું પ્રચંડ શરીર સ્વસ્થ ને શાન્ત હતું–ત્હેનો અવાજ બોખરો પણ ભયંકર હતો "દેવી ખરૂં કહે છે. ચાલો આપણે દેશ." કહી ત્હેણે લક્ષ્મીદેવીનો હાથ પકડયો ને ત્હેને ખેંચી જવા લાગ્યો.

એટલામાં ત્હેની નજર ભોંયપર પડેલા શંખ પર પડી–ત્હેણે તે લીધો ને પોતાના સૈનિકોને બોલાવવાનો ઘોષ કર્યો.

તૈલપ આ ઘોષનો અર્થ સ્હમજ્યો ને ગુસ્સાભર્યો આગળ આવ્યો.

"ભીલ્લમ! આ શું કરે છે? તું પણ ગાંડો થયો છે?"

ભીલ્લમ તૈલપથી એક હાથ ઉંચો હતો. ત્હેણે એક જબરી મુઠી તૈલપના માથાપર ધરી. "શુ?"

તૈલપરાજ બે ડગલાં પાછળ ખસ્યો ને ત્રાડ કરી બોલ્યો: "અત્યારે માન્યખેટ નહિં છોડાય."

"જોઉં છું કોણ આડે આવે છે." આમ કહી ભીલ્લમ શંખનાદ સાંભળી દોડી આવેલા ત્હેના સૈનિકો તરફ ફર્યો. "ઘોડા લાવો. આપણે સ્થૂનદેશ જવું છે" કહી તે લક્ષ્મીદેવીને લઇ ચાલતો થયો: વચમાં પડવાની કોઇની તાકાત ન્હોતી; કારણકે ભીલ્લમનું પ્રચંડ બાહુબલ જગજાણીતું હતું. થોડીવાર બધા ચિત્રવત્ ઉભા રહ્યા.

"અકલંક! રાજગઢને ગામનાં બારણાં બંધ કરાવ" તૈલપે કહ્યું.

જવાબમાં સ્થૂનરાજનો શંખનાદ દૂરથી સંભળાયો; અને મહેલમાં યોદ્ધાઓની દોડાદોડી થઇ રહી.

જોતજોતામાં સ્થૂનરાજના યોધ્ધાઓ સજ્જ થયા. લક્ષ્મીદેવીની ભયંકર મુખમુદ્રાને અને વિલાસના શિરના વિજયધ્વજથી દરેકના રોમેરોમમાં ઝનૂન વ્યાપી રહી. તે જોતજોતામાં ઘોડે ચ્હડયા ને શંખનાદના વિજયી ઘોષ કરતા આગળ વધ્યા. અકલંકે બને તેટલા યોદ્ધાઓને તૈયાર કરી આ યોદ્ધાઓને જતા અટકાવવા મોકલ્યા.

સ્થૂનરાજ અને ત્હેના યોદ્ધાઓ ઝનૂનના પૂરમાં આગળ વધ્યા; અને માન્યખેટના દરવાજા આગળ યુદ્ધ થયું.

ભીલ્લમરાજ ને લક્ષ્મીદેવીએ કેર વર્તાવ્યો: તેમ્હના સૈનિકોએ શૌર્યની સીમાએ પ્હોંચી શોણિતની સરિતાઓ વ્હેવડાવી. તે સરિતા

પાર કરી આ ન્હાનું સૈન્ય માન્યખેટ છોડી આગળ વધ્યું; અને ગોદાવરી ઉતરતાં ભોજને મળ્યું.

## પ્રકરણ ૩૨ મું.

### ભિક્ષા.

ક્ષુદ્રમાં ક્ષુદ્ર પ્રાણિની અધમતા, માનહિણતા મૃણાલવતિ અત્યારે અનુભવતી હતી. ત્હેણે ધારેલું પરિણામ આવ્યું નહિં એટલું જ નહિં, પણ સદાને માટે મુંજ હાથમાંથી ગયો,–વખત છે ને તે પ્રાણ પણ ખૂવે. વળી આખા જગતમાં ત્હેની ફજેતી થઇ, અને વૈરાગ્યના આડંબરથી જે માન, સત્તા ને શાન્તિ મળ્યાં હતાં તે બધાં તદ્દન નાબૂદ થઇ ગયાં. છેલ્લાં છેલ્લાં લક્ષ્મીદેવીએ એક વાક્યે આખા જન્મારાનું વેર લીધું; અને હવેથી તેલંગણના કાગડાં કુત્રાં પણ ત્હેની સ્હામું નહિ જૂવે એવી અધોગતિએ તે પ્હોંચી. સુખ ગયું, પ્રણય ગયો, વૈરાગ્ય ગયું, માન ગયું, સત્તા ગઇ–અને છતાં, વસુંધરાએ ન આપ્યો માર્ગ ને યમે ન લીધા પ્રાણ.

તે પોતાના ખંડમાં ગઇ, અને શૂન્ય બની બેઠી. તે ન સ્વસ્થ રહી શકી, ન રડી શકી, ન રસ્તો ખોળી શકી. વિલાસની લાલસા, સત્તાનો શોખ ને વૈરાગ્યનો મોહ ત્રણે જાણે વૈતરણી તરી ગયેલાં સ્વજન હોય તેમ દૂરથી ત્હેને છેલ્લા પ્રણામ કરી રહ્યાં; ને [illegible]ને તે પડી રહી–ન તેમ્હને બોલાવી શકી–ન તેમ્હની પાછળ વૈતરણી ઓળંગી શકી.

મરવાનું મન થયું–પણ યમરાજ આદરવાની હિંમત ન્હોતી. છતાં યમરાજ ને તૈલપ એ બેમાં ત્હેને યમરાજનું શરણ ઓછું અરૂચીકર લાગતું હતું.

પણ રખેને વિષનો પ્યાલો અધૂરો રહી ગયો હોય તેમ તૈલપના પગલાં ત્હેના તરફ આવતાં સંભળાયાં. ત્હેનામાં સ્વાસ્થ્ય લાવવાનું જોર ન્હોતું–સ્હામું થવા જેટલું સ્વમાન ન્હોતું. જેમ હતી તેમ, વિજળીના પ્રભાવથી પડેલા ઘરસમી, તે નિરાધાર બની બેસી રહી.

તૈલપ આવ્યો. ત્હેણે આટલી વારમાં મૃણાલ વિષે માહિતી મેળવી હતી. વખત કવખતે મુંજ સાથેનો ત્હેનો મેલાપ, અકલંકને ત્હેણે આપેલી ખબર, ને લક્ષ્મીદેવીનો તાણો–આ બધાથી ત્હેને ખાત્રી થઇ હતી કે મૃણાલે જ વિષયલાલસામાં મુંજને છોડવવાનું કાવત્રું ઉભું કર્યું. આથી ત્હેના કચવાટનો પાર રહ્યો ન્હોતો. મૃણાલ વૈરાગ્ય છોડી, વિષયી બને, મુંજને ન્હસાડવામાં સામેલ થાય; કાવત્રાંબાજો ન્હાસી છૂટે, જતાં જતાં અકલંકને હરાવી જાય; ભીલ્લમ જેવો શૂરવિર યોદ્ધો ત્હેને છોડી, સ્વાતંત્ર્યનો ઝૂંડો ઉઠાવે–આ બધા ઉપરાછાપરી પડેલા ઘાથી તે અકળાઇ ઉઠયો હતો. એક પલકમાં મૃણાલની બુદ્ધિનો, ને ભીલ્લમના બાહુનો સહાયો ગયો, અને ભીલ્લમ ને ભોજ જેવા પ્રતાપી દુશ્મનો પાક્યા–એ ગુંચવણી જબરી હતી; અને ત્હેમાં મૃણાલના સ્ખલનનો કલંક લાગ્યો. વિજયને શિખરેથી આ ખાઇમાં પડવું એ તે બીચારાને દુ:સહ થઇ પડે તેમાં નવાઇ જેવું ન્હોતું.

પણ આ ગુંચવણીમાંથી રસ્તો કહાડવાની કે તૂટેલી રચના ફરી ઉભી કરવાની ત્હેને ફુરસદ કે શક્તિ ન્હોતી; અત્યારે તે માત્ર ક્રોધ ને દ્વેષ બેનોજ ગુલામ થઇ રહ્યો હતો–ને તે બન્નેનું કેન્દ્રસ્થાન મુંજ અને મૃણાલ બન્યા હતા.

તે આવ્યો અને થોડીવાર નિ:શબ્દ તિરસ્કારથી મૃણાલને જોઇ રહ્યો. ત્હેની ઝીણી આંખોમાં અનિર્વાચ્ય દ્વેષ હતો; ત્હેના હોઠપર ભયંકર તિરસ્કાર હતો; ત્હેનું મન એ દ્વેષ અને તિરસ્કારથી કોઇને પણ ભસ્મ કરવા તલપી રહ્યું હતું.

“કેમ તેલંગણના રાજ્યમાતા!” ત્હેણે ક્રૂર, અને શાંત અવાજે કહ્યું: “અવન્તી કેટલું દૂર છે?”

મૃણાલ જોઇ રહી–શિકારીએ ઘેરેલી હરિણીની નિરાશાભરી આંખે. શું બોલવું તે ત્હેને સૂઝયું નહિં. તૈલપે આગળ ચલાવ્યું.

“કુલાંગાર! આના કરતાં તો માને પેટ પત્થર પડી હોત તો વધારે સારૂં. નિષ્કલંક તપસ્વિની!” કહી તૈલપ ખડખડ હસ્યો. “શું ત્હારો વૈરાગ્ય ને શું ત્હારી નીતિ. આવું કરતાં તો તેલંગણની વારાંગનાઓ બીચારી શરમાઇ મરે.”

મૃણાલે નીચેથી ઉંચું જોયું. ત્હેની ફીક્કી આંખમાં નિરાશા હતી. તે તૈલપના શબ્દોનો કાંઇ અર્થ સ્હમજવાનો પ્રયત્ન કરવા લાગી.

તિરસ્કારથી હસીને તૈલપ બોલ્યો: “ત્હને તેલંગણમાં બીજુ કોઇ ન મળ્યું કે મુંજ પર મોહી પડી?” શબ્દેશબ્દ ખંજર હોય

તેમ, ધીમેથી, કસાઈની રસભરી ક્રૂરતાથી, બ્હેનના હૃદયમાં તે મારી રહ્યો.

મરતું પ્રાણિ પણ નિરર્થક કરેલા ઘાની ક્રૂરતાથી ગુસ્સો ન સમાવી શકે તેમ નિરાધારીમાં ઘેલી બનેલી મૃણાલમાં પણ ક્રોધનાં અંકુરો ફૂટયાં. હેણે સર્વસ્વ ગુમાવ્યું હતું–પણ મુંજ માટેનો હેનો મોહ તેવોને તેવોજ રહ્યો હતો. પોતાને કહેલા અપશબ્દોની હેને પરવા ન્હોતી–પણ મુંજ, હેના હૃદયમાં રમી રહેલી એક માત્ર મૂર્તિનું જરા જેટલું અપમાન પણ હેને સાલી ઉઠયું. તે તૈલપ સ્હામું જોઈ રહી ને થોડી વારે બોલી:

"તેલંગણ તો શું–પણ આખી પૃથ્વીપર એનો જોડો તો બતાવ?"

તૈલપની આંખમાં ભયંકર તેજ આવ્યું; હેના હોઠ કાંપી ઉઠયા. હેના ક્રોધ અને દ્વેષપર છવાયેલું તિરસ્કારનું આવરણ ખશી ગયું. હેણે ડોળા ફાડી પૂછયું:

"બેશરમ! મ્હારે મ્હોડે પણ એ) કહેતાં લાજ'તી નથી?"

"શા માટે લાજું?" મૃણાલે ફિ.નાથી કહ્યું. હેનો પ્રભ.વશાળી સ્વભાવ પોતા.' સામ્રાજ્ય ધીમે ધીમે બેસાડતો ગયો. "તું ન્હોતો સ્હમજ્યો મ્હારો વૈરાગ્ય–ને તું નથી સ્હમજતો મ્હારો મોહ. મુંજની મશ્કરી કરે છે? મૂરખ! ત્હારા જેવા દશ હઝાર તૈલપ ભેગા થાય તો પણ હેને ન પ્હોંચે" કહી તે તૈલપની સ્હામું ઉભી થઇ.

"શાબાશ તપસ્વિની! શાબાશ તેલંગણની રાજ્યમાતા! શું ત્હારા મ્હોડામાં આ બોલો શોભી રહ્યા છે?"

"શોભી રહે કે નહિં, હેની મ્હને પરવા નથી. મ્હારા હાથ અત્યારે હેઠા પડયા છે. મ્હારૂં જીવન મ્હારે હાથે મ્હેં ચૂંથી નાખ્યું છે. મ્હારે મૂવે કોઇ નિસાસો મૂકનાર નથી. હું ઉગ્રતાપસી હતી–તેલંગણની રાજ્યવિધાત્રી હતી; હવે મ્હને બધા કુલટા કહી મ્હારા નામ પર થૂંકશે." મૃણાલ શ્વાસ ખાવા જરા થોભી. તૈલપ જરા હસ્યો.

"—છતાં તાપસી બની જે ગર્વ ધારતી હતી, ત્હારી બ્હેનને ત્હારા રાજ્યની વિધાત્રી થઇ ગર્વ ધરતી હતી, તેટલોજ ગર્વ—તેથી વધારે ગર્વ, પૃથિવીવલ્લભની વલ્લભા થઇ ધરૂં છું."

"હા–હા–હા—" તૈલપ ખડખડ હસી પડયો "ત્યારે તું પણ જો! મ્હેં હને અત્યાર સુધી મા સમાન–મ્હારી પરમેશ્વર સમાન ગણી. હવે હને પણ પૂરેપૂરો સ્વાદ ચખાડું છું."

"તું શું સ્વાદ ચખાડતો હતો? મ્હને ભાગ્ય ફૂટીને તો વિધિ કાંઇ સ્વાદ ચખાડવામાં મણા રાખતોજ નથી" હેણે ગમગીનીભર્યા અવાજે કહ્યું.

"પ્હેલાં તો ત્હારા પૃથિવી–વલ્લભને સ્વાદ ચખાડું. પછી હને."

"તે તો સદા સુખનોજ સ્વાદ ચાખે છે. હેને તું શું કરવાનો હતો?"

"હજુ હને મ્હારા પ્રતાપની ખબર નથી" હવે તિરસ્કારપૂર્વક હસવાનો વખત મૃણાલને આવ્યો. તે હસી.

તૈલપ ધુરકયો, ને મુગે મ્હોડે જઇ બારી ઉઘાડીને કહ્યું: "જો"—

મૃણાલે એક ડગલું આગળ આવી જોયું. બ્હાર શેરીમાં, એક ઘરના બારણાં આગળ મુંજ ઉભો હતો. હેને હાથે ને પગે બેડી હતી, હેના હાથમાં ભિક્ષાપાત્ર હતું, હેની પાછળ બે ખડ્ગધારી સૈનિકો ચાલતા હતા.

"ત્હારો પૃથિવીવલ્લભ સાત દિવસ ઘેરેઘેર ટુકડા માંગી ખાશે–ને પછી,"

"પછી"—શ્વાસ ધેરી મૃણાલે પૂછયું.

"પછી—જયાં તું ન મળે ત્યાં–યમસદનમાં"

"કેમ જાણ્યું?"

અત્યારે આવી દયાજનક અધમતામાં પણ મુંજ તેનો તે જ હતો. હેના મુખપર શાન્ત ને આનંદ હતાં, હેની આંખો ઘડીમાં સૈનિકો જોડે, ઘડીમાં રસ્તે ચાલનાર જોડે વાત કરતાં નીચી રહેતી હતી. હેનાં ગૌરવમાં, કે સ્વાસ્થ્યમાં જરા પણ ભંગ થયો ન્હોતો; હેનાં હાથમાં બેડી ને ભિક્ષાપાત્ર રાજ્યચિન્હો જેવાં લાગતાં હતાં.

જે ઘર આગળ મુંજ ઉભો હતો તેમાંથી એક યુવતી નીકળી, અને મુંજ તેમજ સૈનિકોને જોઇ ગભરાઇ–પાછી હડી.

"સુંદરી! ગભરાય છે શું કામ?" સ્નેહ ને આદરભર્યા નયનો તે સ્ત્રીપર ઠારી, હસીને મુંજે કહ્યું.

"મહારાજ—" પેલી સ્ત્રી ક્ષોભથી બોલી.

"આથી બીજું રૂડું શું? આમ ન હોત તો માન્યખેટના નાગરિકોને પૃથિવી–વલ્લભની પિછાણ કેમ પડત? ઘરમાં કાંઇ છે? હોય તો આપ."

"મહારાજ! અત્યારે—"

"જે કાંઇ હોય તે. તૈલપનાં રાજ્યભવનના પકવાન કરતાં તો વધારે સારૂંજ હશે. જોઉં તો ખરો કે પાકશાસ્ત્ર કોનું સરસ–અવન્તીનું કે માન્યખેટનું" પેલી સ્ત્રી દોડતી દોડતી ઘરમાં ગઇ અને કાંઇ ખાવાનું લઇ આવી મુંજના ભિક્ષાપાત્રમાં નાખ્યું.

મુંજે હાસ્યભર્યા નયને કહ્યું "સુંદરી! આટલું યાદ રાખજે" કહી એક સંસ્કૃત શ્લોક કહ્યો.

પેલી સ્ત્રી ન સ્હમજવાથી જોઇ રહી. મુંજે હસીને કહ્યું: "હા. હું ભૂલ્યો. આ અવન્તી નથી. જો! ચંદ્રલેખા! આ ત્હારા પુષ્પમાલ શા હાથના સુકુમાર પાશમાંથી પ્રણયી છૂટવાનું કરે તો ત્હેને મૂઢ લેખી ત્હેનો તિરસ્કાર કરજે. કારણ કે પૃથિવીવલ્લભ પણ આ હાથ છે કે પદ્મની દાંડી છે ત્હેના ભ્રમમાં પલવાર ભિક્ષાપાત્રમાં શું નાખ્યું તે જોવાનું વિસરી ગયો."

પેલી સ્ત્રી શરમાઇ નીચું જોઇ રહી; ત્હેનું મ્હોડું હસી હસી રહ્યું. મુંજ પણ આનંદથી હસતો હતો.

"આ ત્હારો પૃથિવી–વલ્લભ જોયે"પે મુંજ બીજી શેરીમાં વળ્યો એટલે તૈલ મૃણાલને કહ્યું.

"મ્હેં તો જોયો છે કયારનો. તું જોઇ લે, નહિં તો રહી જશે." મૃણાલે તિરસ્કારથી કહ્યું. "પૃથિવી–વલ્લભ તો આજ તું પ્રાણ પટકશે પણ આવો થવાનો નથી" કહી તે ત્યાંથી ફરી.

હો[illegible] ક[illegible]. તૈલપ ત્યાંથી ચાલ્યો ગયો.

## પ્રકરણ ૩૩ મું.

### પૃથિવી–વલ્લભ કેમ ખંચાયો.

સાત દિવસ સુધી મુંજે ભિક્ષા માંગી, ને પોતાનો દિગ્વિજય કર્યો. આખું ગામ ત્હેની પાછળ ઘેલું થઇ ગયું; દરેક નર ને નારી તૈલપને શાપ આપવા લાગ્યાં; દરેક જણ મુંજ બચે તેવી બાધા લેવા બેઠાં.

પણ આ વખત તૈલપ છેતરાય તેમ ન્હોતો. મૃણાલ [illegible] મુંજપર, મુંજની સાથે બોલે ત્હેના પર સખત પ્હેરો રહેતો; અને શબ્દે શબ્દ તૈલપને કાને જતા. તૈલપને ધીમે ધીમે માળવરાજના ચમત્કારી વ્યક્તિત્વનું, અને પોતાની કથળેલી બાજીનું ભાન આવતું ગયું; અને જેમ જેમ આ ભાન આવતું ગયું તેમ તેમ મુંજને મારી નાંખવાનો સંકલ્પ તે દૃઢ કરતો ગયો.

ઢંઢેરો પીટાવી ત્હેણે જગતને જાહેર કર્યું કે સાતમે દિવસે સ્હવારે પાપાચારી મુંજને, મૃણાલવતી પાસે છેલ્લી ભિક્ષા મંગાવી રહ્યા પછી, હાથીને પગે કરવામાં આવશે; અને આ વિજયમહોત્સવમાં ભાગ લેવા ત્હેણે આખા દેશને નિમંત્રણ આપ્યું.

આખો દેશ દિંગ થઇ ગયો. હઝારો અંતરમાંથી રોષના, તિરસ્કારના ઉદ્ગારો બ્હાર પડ્યા, હઝારો નયનોમાં આંસુ આવ્યા, હઝારો નિશ્વાસો આ અન્યાયની સ્હામું મૂગો પોકાર કરી રહ્યા.

પણ તૈલપનો સંકલ્પ નિશ્ચલ હતો. સાતમે દિવસે આખો દેશ રાજ્ય ભુવનના આગળના ચોગાનમાં ભેગો થયો. ચારે તરફ, બારીયોમાં, છાપરે લોકોની ઠઠ મચી હતી.

રાજ્યભુવનના ઓટલા પર મૃણાલવતી મ્લાન, ગંભીર વદને ઉભી હતી. ત્હેના કદરૂપા મ્હો[illegible] પણ શોકે સૌંદર્યની છાયા નાંખી હ[illegible]. ત્હેની આંખો ર[illegible] રડી રાતીચોળ થઇ ગઇ હતી. અવારનવાર ત્હેના હૈયામાંથી નિશ્વાસ નિકળતો હતો. જ્હેનાથી લોકો ત્રાસતા ત્હેને આજે તેઓ દયાભીની નજરે જોઇ રહ્યા. મનમાં પણ ન[illegible] આચરણ વખોડવાની કઠોરતા કોઇ સામાન્ય સ્ત્રી પુરૂષ રાખી શકયું નહિ.

મૃણાલ પાસે ભિક્ષા મંગાવી મુંજને ક્ષુદ્રતાનો આકરામાં આકરો અનુભવ કરાવવો એવો તૈલપનો વિચાર હતો. મૃણાલ આ હેતુ સ્હમજી–અને પહેલાં તેમ કરવા ના પાડી. પણ તૈલપે ત્હેને પલવાર પણ મુંજને મળવા દેવાની ના પાડી હતી. અને આ હૃદયભેદક શરત કબૂલ કર્યા શિવાય મુંજને મળવાની બીજી તક મળે એવી ન્હોતી. આખરે ત્હેણે કબૂલ કર્યું. ત્હેના સખત હૈયા માટે પણ આ આઘાતો અસહ્ય થઇ પડતા હતા.

મૃણાલની બાજુ પર રાણી જક્કલાદેવી ને કેટલીક સખીઓ ઉભી હતી. રાણીનું મુખ પણ ફીકકું ને ચિન્તાભર્યું હતું. સ્હામું તૈલપ ઉભો હતો. ત્હેના મુખપર [illegible]તા[illegible] નિશ્ચલતા હતી; ત્હેની આંખોમાં દ્વેષ ને વિજયના ઉલ્લાસ હતો. તે પોતાના કટ્ટાવેરી અને મા જ્હેની બ[illegible]નો છેલ્લો, ચિત્તભેદક મેલાપ જોવા, એ બેની વેદના જોઇ આનંદ પામવા આતુર બની, ઉભો હતો.

વચ્ચે ખુલ્લી રાખેલી જગ્યામાં એક મદો-ન્મત્ત ગજરાજ ડોળતો હતો. ત્હેને નીશામાં ચકચૂર બનાવ્યો હતો. ત્હેના પર એક અનુભવી મહાવત બેસી મહા મુશ્કેલીયે ત્હેને કાબૂમાં રાખતો હતો. હાથી લાલ આંખો વડે નગરજનોને નિહાળી રહ્યો હતો, ને થોડી થોડી વારે સૂંઢ લંબાવી, અવાજ કરી પોતાનો ગુસ્સો જાહેર કરતો હતો. મુંજ કારાગ્રહમાંથી નીકળીને આવ્યો. લોકોમાં શાન્તી પ્રસરી રહી. અને બધા એકીટશે જોઇ રહ્યા.

ખેંચાયા વિના, કોઇના કહ્યા વિના, તે સીધો મૃણાલ ઉભી હતી ત્યાં આવ્યો—ને હસ્યો. ત્હેનું હાસ્ય અત્યારે પણ સદાના જેહેવું મોહક હતું.

"કેમ! મૃણાલવતી!" ઘણે દિવસે પ્રિયતમાને મળ્યો હોય તેવો ત્હેના અવાજમાં રણકાર હતો. મૃણાલ પહેલાં જવાબમાં હસી શકી નહિ; પણ તરત મુંજના મોહક હાસ્ય ને અવાજનો જાદુ ત્હેના પર પ્રસર્યો. તે હસી મીઠું, ધીમું, મ્લાનવદને. ત્હેની આંખો સ્નેહભીની થઇ. બન્નેની દૃષ્ટિ તેજસ્વી કરે એકેકને આલીંગી રહી. બધા શ્વાસ ઘેરી જોઇ રહ્યા.

"હવે શાનું દાન આપશો?" રસિક પ્રણયી એકાન્તવાસમાં જે સુમધુરતાથી પૂછે તેમ પૃથિવીવલ્લભે પૂછ્યું "જે હતું તે તો કયારનું આપી દીધું."

મૃણાલવતી આ શબ્દો સાંભળી ઘેલી બની ગઇ. ત્હેને રોમે રોમ પ્રણય મારૂતનો ભયંકર સૂસવાટ વાઇ રહ્યો. તે દુઃખ, સમય ને સ્થલ વિસરી ગઇ; માત્ર મોહાન્ધ નેત્રે હૃદયનાથની રસિક મૂર્તિ નિહાળી રહી.

"સુંદરી! ગભરાવાનું કારણ નથી. દુનિયા તો ભુંડી ને અજ્ઞાન છે—ને રહેવાની. તમ્હે તો તમ્હારૂં જીવન સરસ કર્યું—ભલે દુનિયા ગમે તે કહે."

મૃણાલ ભાન ભૂલી ગઇ—તૈલપનું, નગરજનોનું, લોકલાજનું, ભિક્ષા આપવાનું. પાત્ર હાથમાંથી [illegible] દીધું, ને દોડી, મુંજના બેડીવાળા પગે વળગી પડી.

"ક્ષમા [illegible] મહારાજ! પૃથિવી-વલ્લભ! મ્હેં [illegible]ને જીવતા માર્યા" કહી મૃણાલે મુંજના પગની રજ માથાપર મૂકી.

'તમ્હે! મ્હારૂં મૃત્યુ તો હું જન્મ્યો ત્યારનું નક્કી થયું હતું. તેમ્હાં તમ્હે શું કરી શકો? ઉઠો."

આ જોઇ તૈલપ ઓટલાપરથી કુદ્યો ને મૃણાલનો હાથ પકડી ત્હેને છુટી પાડી. લોકોના ને સૈનિકોના આંખમાંથી આંસુ પડયાં.

"તૈલપ! મ્હારાપરનું વેર એ બાપડીપર કહાડયે શો ફાયદો?"

"ચૂપ રહે! ચંડાલ"

"શા માટે હું રહું?" હસીને મુંજે કહ્યું. "ચૂપ રહેવાનો વખત તો ત્હારે છે. આ પલે મ્હારો દિગ્વિજય પૂરો થયો."

ગુસ્સામાં, શું કહેવું તે ન સૂઝતાં તૈલપ મૂગો રહ્યો. મુંજે પોતાનું તેજસ્વી મુખ ચારે તરફ ફેરવ્યું, હસ્યો ને બધા સાંભળે એમ કહ્યું:

"મૂર્ખ! કાંઇ નજરે સૂઝે છે. અવન્તીના સિંહાસનપર સિંહ સમો મ્હારો ભોજ ગર્જે છે; સ્યૂનદેશમાં ભીલ્લમ મ્હારૂં વેર વાળવા તલસે છે. ત્હારી બ્હેન ને ત્હારી પ્રજા, ત્હારી નથી રહી, મ્હારી બની છે વિજય કોનો મ્હારો કે ત્હારો?"

"હમણાં મ્હારો હાથી ત્હારો વિજય દેખાડશે" કહી તૈલપે મૃણાલને ઓટલાપર બેસાડી ને આગળ આવ્યો.

મુંજ ખડખડાટ હસ્યો.

"એમ્હાં ત્હારો વિજય કે મ્હારો? તું મ્હને નમાવા માંગતો હતો; ને હું વગર નમે જીવન પૂરૂં કરીશ. તું નીતિનો આડંબર ધારતો હતો; અત્યારે ત્હેને છોડી રાજહત્યાનું પાપ વ્હોરે છે. વિજેતા કોણ હું કે તું?"

મુંજનો અવાજ તિરસ્કારભર્યો તે મેદનીમાં ગાજી રહ્યો.

તૈલપે અકળામણમાં હોઠ [illegible]. ત્હેની આંખમાંથી વિષભર્યાં કિરણો ફૂટયાં.

"સૈનિકો! પકડો એને."

"શા માટે? હું જ મ્હારી મેળે ચાલ્યો." કહી ગજેન્દ્રસમાં, ગૌરવભર્યાં ડગ ભરતો તે ગજરાજ તરફ ચાલ્યો.

બધા જોઈ રહ્યા—આંખો ફાડીને. બધાનો શ્વાસ રૂંધાઈ રહ્યો. મુંજ શાન્તીથી આગળ ચાલતો—પાછળ તૈલપ ને થોડા સૈનિકો આવતા.

પેલા હાથી આગળ આવી મુંજ ઉભો રહ્યો; ને તૈલપના હુકમથી સૈનિકોએ ત્હેની બેડી કહાડી નાંખી.

બેડીઓ છુટી કે મુંજ ટટ્ટાર થઇ ઉભો રહ્યો. ત્હેણે પોતાના કપાળપર પડતા વાળ ઉંચા કર્યા; અને વિશાલ ભાલથી દીપતું મુખ લોકો તરફ, મૃણાલ તરફ ફેરવ્યું. ત્હેની આંખમાં નિડરતા હતી, પૃથ્વીની

વલ્લભતા સૂચક તેજ હતું. ત્હેના હોઠપર મીઠું, ગૌરવભર્યું હાસ્ય હતું.

લોકોને કમકમા આવ્યાં. કેટલાંક સ્ત્રી પુરૂષો રડવા લાગ્યાં. મૃણાલ ગાંડાની માફક જોઇ રહી. સૈનિકો હોઠપર હોઠ બીડી કર્તવ્ય-પરાયણ થઇ રહ્યા.

"તૈલપ!" નીરાંતે મુંજે કહ્યું "જો મ્હારૂં મૃત્યુ આખરે તો પૃથિવી-વલ્લભને શોભે એવુંજ રચાયું."

તૈલપ નિશ્ચલ હોઠે,—ક્રૂરતાભર્યો ઉભો હતો. ત્હેના હૃદયમાં નિરાશા પ્રસરતી હતી. ત્હેને લાગતું હતું કે મરતા મરતાં પણ મુંજ પોતાનો વિજય ધ્વજ ફરકાવતો હતો. મુંજ જરા ખિન્ન થાય, ત્હેની વલ્લભતા જરા અદૃષ્ટ પામે ત્હેની વાટ તે જોઇ રહ્યો હતો.

"ચાલ! નહિ તો સૈનિકોને બોલાવું" મુંજે એક તિરસ્કારભરી નજર તૈલપ પર નાંખીને હાથીની સૂંઢ પાસે બે ડગલાં આગળ ગયો.

ત્યાં જઇ તે ખંચાઇને ઉભો.

તૈલપને જોઇતી તક મળી—"કેમ ગભરાયો?"

"પૃથિવીવલ્લભ ગભરાય તો પૃથ્વી રસાતળ જાય. ગાંડા; એ તો માત્ર એક વિચાર આવ્યો.

"શો?"

"એ શ્લોક" ગર્વથી મુંજે માથું ઉંચુ કર્યું. ત્હેની આંખો જરા સ્નેહભીની થઇ "કે બીચારી સરસ્વતીનું થશે શું?"

"એ શ્લોક"

*લક્ષ્મી યાસ્યતિ ગોવિન્દે
વીરશ્રી વીરવેશ્મનિ ।
ગતે મુંજે યશઃ પુંજે
નિરાલમ્બા સરસ્વતી ॥ ૧ ॥ ૧

એટલું કહી અનિર્વાચ્ય તિરસ્કારથી તૈલપ તરફ પૂંઠ કરી તે હાથી તરફ ફર્યો. "ગજરાજ! રાજાઓમાં ગજ એવો પૃથિવીવલ્લભ ત્હારી પાસે આવ્યો છે."

થોડી વાર વિચાર કરતાં, રમતો હોય તેમ હાથી સૂંઢ હલાવી રહયો, અને મુંજે ત્હેને પંપાળ્યા કર્યો. આખરે શાન્તીથી ત્હેની સુંઢને તે વળગ્યો-ઉપરથી મહાવતે અંકુશ માર્યું. હાથીએ સૂંઢ વીંટી મુંજને ઉંચકી લીધો.

હાથીએ સૂંઢનું ગુચ્છુ ઉંચું કર્યું—નીચું કર્યું; અનેકવાર ત્હેની વચ્ચે હસતો, પ્રભાવ ભરી આંખો વડે ગર્વ દર્શાવતો પૃથિવીવલ્લભ કાલીનાગ નાથતા શ્રીકૃષ્ણ સમો લોકોની નિશ્ચલને સજલ આંખો અગાડી રમી રહયો. ગજેન્દ્રે કંપ કર્યો ને સૂંઢને એક ઝોક વધારે આપ્યો. પૃથિવીવલ્લભના વિજયઘોષ ગાજી રહયો "જય મહાકાલ."

* * * *

લોકોમાં હાહાકાર થયો—મૃણાલની કારમી ચીશ ગગન ભેદી રહી. મુંજ હાથીના પગ તળે અદૃષ્ટ થઇ રહ્યો હતો. હાથીએ પગ મૂકયો—ભાર દીધો—કચરાવાનો અવાજ થયો; ને ત્હેણે પગ ઉંચકી લીધો.

જમીનપર પૃથિવીવલ્લભનું શબ છુંદાઇને રોટલો બની પડયું હતું.

* લક્ષ્મી તો ગોવિંદને ત્યાં જશે, કીર્તિ જશે વીરસવનમાં; પણ યશનો પુંજ મુંજરાજ મરતાં બીચારી સરસ્વતી નિરાધાર થઈ રહેશે.

રૂસ્તમ ન. વાચ્છાગાંધીએ મુંબઇ મધે કોટમાં નાં. ૨૨-૨૬, મીન્ટ રોડ ઉપર સાંજ વર્તમાન પ્રેસમાં છાપ્યું. પ્રગટ કરનાર, કનૈયાલાલ માણેકલાલ મુનશી, એડવોકેટ, બાબુલનાથ રોડ, ચોપાટી, મુંબઇ.